પ્રકાશકઃ—અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયિદ

ભગાતલાબ રોડ, સુરત.

મુદ્રકઃ—મુન્શી ફતેહખાન અહમદખાન

મુદ્રાલયઃ—"ઇસ્લામ" પ્રેસ,

ઇસ્લામપુરા, મુંબઇ-૪.

જુન-૧૯૨૬.

# અનુક્રમણિકા.

વિષય — પૃષ્ઠ

# વિનંતિ

ભાષાન્તરના આ મ્હારા પ્રથમ ઝાહિર પ્રયાસ તથા કલમી શ્રમના પહેલા ફળને મ્હેં પસંદ કરવામાં સાહિત્ય સેવા કરતા સમાજ સેવનો વિચાર વધારે રાખ્યો છે, તેમજ તેને પાર પડવામાં ભાષાની રંગીની કરતાં ભાવાની સરળતાને વધારે લક્ષમાં રાખી છે. હૈદરાબાદ હાઇકોર્ટના વડા જજ જનાબ મીરઝાં યારજંગ સમીઉલ્લાહ બેગ બહાદુરના અસાધારણ ઉર્દુ પુસ્તક "હિન્દ અહદે અવરંગઝેબમેં "ની દેશપ્રિયતા તો એટલા ઉપરથીજ જણાઈ ગઇ હતી કે દેશના ઘણા વર્તમાનપત્રોમાં તેની નોંધ અને ઉતારા લેવાયા હતા. ઉર્દુ વર્તમાન પત્રો અને માસિકોમાં તેનાં પુનરાવર્તનો કરવામાં આવ્યાં હતા અને ઘણા નામાંકિત કનગી આગેવાનોએ તેની પ્રશંશા કરી હતી પરંતુ ગુજરાતમાં તેની ઉપર ખાસ લક્ષ દોરાયું હતું. તે એટલા માટે કદાચ હશે કે ગુજરાતમાં હસ્તી ધરાવતા મુસ્લિમ ઇતિહાસ-ગીતાના રાવણોમાં હવે કેટલાક પરવારતા વામનીઆ વિવેચકો પરાણે ઉમેરાઇને ઉછાળો કરી રહ્યા છે. અવરંગઝેબ તેમનો માનીતો વિષય છે અને ઇતિહાસના અવરંગઝેબને બદલે પુરાણનો અવરંગઝેબ ગુર્જર સમાજ સામે ઠસાવી દેવાની તેમની રમત આજ વીસેક વર્ષથી બરાબર જારી છે. બલ્કે હવે તો જોગવાઇઓ અને હરીફાઈઓ વધવાથી તે રામવાને બદલે વેગ લેતી જાય છે. આવી વસ્તુસ્થિતિ અને

સ્મરણાર્થે.

વાતાવરણમાં અવર[illegible]ત્વ અને અમલ વિષે નૂતન ઐતિહાસિક પ્રકાશ—અને કોણ જાણે [illegible] વિમુખ રખાયલો પ્રકાશ—નાખનારૂં મિસ્ટર હઝરત મીરઝા [illegible]નું આ પુસ્તક મુસ્લિમ સત્ય મેવડો, ગુર્જર સત્ય-ચાહકો સમક્ષ રજુ કરવામાં એકમેક સાથે હરીફાઇ કરે એ કેવળ સ્વાભાવિક હતું અને આનંદદાયક છે. વસ્તુતઃ આ પુસ્તકના અનેક ગુજરાતી ભાષાન્તરો અને અનુવાદો એકજ વર્ષમાં થઇ ચુકયા છે અને હજી પણ થઇ રહ્યાં છે. "ઇન્સાફ" પેઠે "પેલિટિકલ ભોમીઓ"માં પણ તેના અઠવાડિક હપ્તા આવવા શરૂ થયા છે. અને એમ લાગે છે કે ત્યાં પણ "ઇન્સાફ" પેઠે તે આગળ જતાં પુસ્તક વાટે પ્રસિધ્ધ થશે આમીન તે ઉપરાંત એ પણ મ્હારી જાણમાં આવ્યું છે કે એના ભાષાન્તરના બે બીજા પ્રયાસો "ઇન્સાફ"માં તેનું મંડાણ થયલું દેખી બે અગ્રગણ્ય લેખકોએ પડતા મૂકયા હતા. ટુંકમાં મીરઝા સાહેબ્લ'હ બેગની સેવાનો સ્વિકાર સર્વત્ર થઇ ચુકયો છે, તેમના વિચારો અને વર્તમાનોનો પ્રસાર પણ સાર્વત્ર થઇનેજ રહેશે. અને ગુજરાતમાં જ્યાં તેની સૌથી વધારે જરૂરત હતી ત્યાં તે સૌથી બહોળી રીતે થશે. ઇન્શાઅલ્લાહ.

આ પુસ્તકની પ્રસિધ્ધિ મ્હારા મુહતરમ અઝીઝ "ઇન્સાફ"ના અધિપતિ સાહબના ઉદાર સહકારને સર્વાંશે આભારી છે. અને તે કોઇપણ કીમતે વેચાવાને બદલે મુફત વહેંચાશે. તે મ્હારા મિહરબાન ભાઇ સાહબ ગુનાદીની નેક હકને બહુધા આભારી લેખાશે. છપાઇ, બંધાઇ, કાગળો વગરેહતું પ્રેરણ ઇરાદાપૂર્વક ઉંચું રાખવામાં

આવ્યુ છે તેથી ખર્ચ કઇક દયસીરત ઉપરાત થઇ ગયો અમારા અગત મુસનમાન મિત્રો અને ચાહકો એ ખર્ચ ઉપાડી લેશે એવી અમને ખાત્રી છે બીજાઓને અને તેમા ખાસ કરીને હિન્દુઓને તો તે મુફતજ વ્હેચાશે

જનાબ મીરઝા સાહબે ઉદાર દિને અને તરતજ મને આ ભાષાન્તર કરવાની ઇજાઝત આપી તેને માટે તેમનો આભાર માનું છું. અને એક વાત અહી સાફ કરી દેવી નામુનાસિબ નહિ દેખાય કે ખિલાફત અને પેનઇસ્લામિઝમ વગારેહ મઝહબી પુસ્તકના પાછલા ભાગમા દર્શાવાયેલા વિચારો તેમના છે તે સઘળા સાથે મળતા થવુ મહારે કે વાચકો માટે કઇ જરૂરી નથી છતા એટલુ તો નક્કીજ છે કે તેઓ જે કઇ કહે છે તે આદર અને મનનને પાત્ર છે

મુહતરમ ભાઇ મુનાદી સાહબનો ઉપકારી છુ કે તેમણે પ્રેસે મોકલતા ' કોપીઓ " જોઇ આપી અને ઉપયોગી સુચનાઓ અને ઇરનાદો આપી તેમજ " ઇન્સાફ " સ્ટાફના અઝીઝી સૈયિદ બાવા મિયા સાહબનો પણ રૂણી છુ કે તેમણે " પ્રુફો " જોઇ જવાની ઝહમત ગવારા ફરમાવી

ઇતિહાસ-સતી ગુજરાતના હાથમા છેવટે, આ પુસ્તક મૂકતા હુ તેને વિનતિ કરૂ છું કે તેમાની હકીકતોને તે પક્ષપાત કમળા વડે નહિ તરછોડતા, નિષ્પક્ષી ન્યાયવડે તોને, અને પોતાની ઇતિહાસ-નિરસતાને હવે વધુવાર ચૉટે નહિ ચઢાવે કે તેમા નથી તેની શોભા કે નથી તેની ટેક અને તેથીજ ૬,—

ઉર્દૂ ઇતિહાસ-વાડીમાંથી

મ્હારા પહેલા ભાષાંતર-પ્રયાસે આણેલા

વાણીના અને વિચારનાં આ તાઝાં ગુલાબો

**<u>મુસ્લિમ ઈતિહાસના સઘળા</u>**

જ્ઞાની અને અજ્ઞાન, ધર્માંધ અને ભોળા, જકકી અને ગુમરાહ

**<u>ગુજરાતી ખૂનીઓને</u>**

એકતા ભાવનાથી પ્રેરાઇ અને ભલી નિષ્ઠાઓથી દોરાઈ

માનપૂર્વક અને પ્રેમપૂર્વક

અર્પણ કરૂં છું.

સુરત,<br>
૨૯, રમઝાનુલ મુબારક<br>
૧૩૪૪<br>
હિજરી નબવી —

સેવાભિલાષી,

નાદી.

ણિકપણાનું તો નામજ નહતું. શાહી ફરમાનોને કોઇ ગાંઠતું નહિ. અંગ્રેજો અને ડચોને વેપાર કરવો મુશકિલ થઇ પડગો હતો. દરિયામાં ચાંચીઆઓના વહાણો ફર્યા કરતા હતા. દેશની અંદર લુટારૂઓનો બહુ ત્રાસ હતો. મુગલોનું લશકર એક અવ્યવસ્થિત ફવજનુ ટોળું હતું. ઝમીનનો મોટો ભાગ વેરાન અને ઉજ્જડ હતો. પાઠશાળાઓ અને વિદ્યાભુવનો સ્થાપવાં મુશકિલ હતાં, વગયરહ.

મી૦ જે. આર. રોયસાહબે પોતાના લેખના પ્રમાણમાં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના ગુમાસ્તાઓના તે કાગળો ટાંકયા છે જે તેમણે વખતો વખત અને જુદા જુદા વર્ષોમાં પોતાના અન્નદાતા ડાયરેક્ટરોને ખબર પુરી પાડવાને લખ્યા હતા, અને એક ફ્રેન્ચ મુસાફરના લેખોના હવાલા પણ ટાંકયા છે. મી૦ જે. આર. રોય સાહબના આ લેખે પહેલાં તો મ્હને એ વિચારમાં નાંખ્યો કે "અવરંગઝેબનાસમયમાં હિન્દ"ના મથાળા હેઠળ એક લેખ લખવો, અને આજકાલ હિન્દુ–મુસ્લિમ ઝગડાઓના સમયમાં આવા વિષયો, જેમાં ખરેખરી હકીકત ઝાહિર ન થાય તો ગંયર સમજ વધી દેશની સ્થિતિ છે તેનાથી વધુ ખરાબ થઇ જાય એવી બ્હીકથી મ્હારા આ વિચારે નિશ્ચયનું રૂપ ધારણ કરી લીધું. એ ખરૂં છે કે આ નિબંધમાં ઇતિહાસ વેત્તાની દૃષ્ટિએ અવરંગઝેબના સમયના સઘળા બનાવો ઉપર ઉંડી અને સટિક નઝર પણ નથી નંખાઇ. આમાં મુખ્યત્વે કરીને અવરંગઝેબના સમયના તે કેટલાંક પ્રસંગો રજુ કરવામાં આવ્યા છે જેમને મુગલી અને આલમગીરી સમયના અભ્યાસીઓ ઘણું ખરૂં છોડી દે છે. આ પ્રસંગોની ચુંટણી કપ્તાન એલેકઝાન્ડર હેમિલ્ટનના સફરનામામાંથી કરી છે. એલેકઝાન્ડર હેમિલ્ટન એક

અંગ્રેજ મુસાફર અને વેપારી હતો. કેળવણીની દૃષ્ટિએ આ માણસ સાધારણ નહતો બુનિયમિંડીની કેળવણી લીધી હતી. લગભગ ઈ. સ. ૧૬૮૮માં—જે અવરંગઝેબનો સમય છે—કેટલીક તેપો અને થોડાક લડાયક સિપાહીઓની સાથે વિલાયતથી નીકળ્યો અને આફ્રીકા અરબસ્તાન અને ઇરાનના બંદરો ઉપર વેપાર કંતો કરતો છેવટે હિન્દના કિનારા ઉપર આવી પહોંચ્યો. પોતાની ઝિંદગીનો આસરે પચીસ વર્ષનો અરસો હિન્દ અને તેની આસપાસ ભટકવામાં એણે ગાળ્યો છે. આ માણસે પોતાનું સફરનામું લખ્યું છે, જેની બીજી આવૃત્તિ ઇ. સ. ૧૭૩૯ માં પ્રસિદ્ધ થઇ છે. આ સફરનામું બે ભાગમાં વહેંચાયલું છે અને હમણાં તેની પ્રતો દક્ષિણ હૈદરાબાદના "આસફીયા પુસ્તકાલય"માં મવજૂદ છે. આ પુસ્તક, પુરાણી અંગ્રેજી શૈલિમાં લખાયલું છે તે છતાં ઘણું રસીલું છે કારણકે આ વેપારી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો નોકર નહોવાથી તેણે કંપનીના ડાયરેકટરો અને નોકરોની રાજદ્વારી ચળવળો અને ચાલોનું સટિક અવલોકન પણ કર્યું છે. તે વખતે કપ્તાન સાહબને સ્વપ્ને પણ ખિયાલ નહિ હશે કે કંપનીની તે ચાલબાઝીઓ જેને તેમણે પોતાના સફરનામામાં નફરતની નિગાહે જોઈ છે, તેજ છેવટે તેમની કવમની રાજસત્તા આ દેશમાં સ્થાપિત કરી દેશે. આ તે અવરંગઝેબનો સમય છે જેને અમારા કેટલાક કહેવાતા ઇતિહાસ વેત્તાઓ સર્વથી વધુ ધર્માંધ મુસલમાન બાદશાહ તરીકે ઓળખાવે છે. આ લેખકે હિન્દના કિનારા ઉપર આવેલ કોઇ પણ મોટું શહેર છોડયું નથી, તે ઉપરાંત સુરત, અહમદાબાદ, દિલ્લી, આગ્રા, કલકત્તા વગયરહની પણ સહેલ કરી છે, એક વખત અવરંગઝેબની રૂબરૂ મુલાકાત લેવાનું ભાગ્ય

પણ તેને પ્રાપ્ત થએલુ છે તાત્પર્ય એ છે કે આ ગૃહસ્થનુ જ્ઞાન
અંગત અનુભવ ઉપર રચાયુ છે અને તેના ખુલાસાઓ વિચાર
દષ્ટિમા નિસ્વાર્થી અને નિષ્પક્ષ દેખાય છે. મ્હે આ લેખમા આ
સાહબના નઝરે જોયથી લાગતો ઉપરથી આધાર લીધો છે. અને
જે પુરાવા હુ રજુ કરૂં છુ, જો તે ખરા હોય તો મી૦ જે
આર. રોય સાહબે પોતાના વિચારોના પુરાવામા જે પ્રમાણ ટાકયા
છે તે બહુધા જૂઠા સાબિત થાય છે રહી એ વાત કે ઇસ્ટ
ઇન્ડીઆ કંપનીના ડાયરેકટરો અથવા ગુમાસ્તાઓ આવા જૂઠા બનાવો
શા માટે લખે? આ સંબધી વાચકો પહેલા આ લેખ માળાના
નવમા પ્રકરણને જોશે એટલે કારણો એની મેળે સમજાઇ જશે
ફ્રેન્ચ મુસાફર જેના પુસ્તકના પુરાવા રોય સાહબે આપ્યા છે તેને
વિષે હુ એનાથી વધારે કહેવા નથી ઇચ્છતો કે આ મુસાફરના જ્ઞાન
મેળવવાના સાધન કયા હતા, કયારે અને કેટલા અરસા સુધી આ
દેશનુ તેણે અવલોકન કયુ હતું, એ જાણવુ ઉપયોગી થઇ પડશે

છેવટે વાચકોને વિનતીશ કે આ પુસ્તકમાં તેમની રૂચિ વિરૂદ્ધ
કઇ વાત લખાઇ ગઇ હોય તો તેઓ મ્હને માફ કરશે મ્હ રો
હેતુ કોઇનુ હૃદય દુભાવવાનો નથી આ પ્રયાસની મૂળ મકસદ એ
છે કે ભૂતકાળની ખરા ઐતિહાસિક બનાવો વિષેના અજ્ઞાનપણા
કે ગયર સમજુતીને લઇને હિન્દુ મુસલમાનોના અંતરમા એક બીજાને
મુકાબલે કોઇ અંટસ પયદા થઇ ગઇ હોય તો તેને દૂર કરવાની
મિહનત કરૂ અને જો મ્હારા આ લેખથી તેમના અરસપરસના પ્રેમની
સાકળ અને સંબધની ગાઠ ચોડે અંશે પણ દૃઢ થશે તો હું તે
સફળ થયેલી માનીશ અને અલ્લાહ કરે તે એમજ થાય આમીન!

# પ્રકરણ ૨

## કેળવણીની સ્થિતિ.



મી૦ જે. આર. રોય સહુએ પોતાના લેખમાં કહ્યું છે કે મુગલ સમયમા પાઠશાળાઓ અને વિદ્યાભુવનો કાઢના મુશકિલ હતા હવે લગભગ ઈ. સ. ૧૬૯૦મા કપ્તાન હેમિલ્ટન ઇરાની અખાત થતા, હિન્દુસ્તાન આવ્યા છે અને સૌથી પહેલા સિંધમાં ઉતર્યા છે. સિંધમા ઠઠ્ઠા નામનું એક શહેર હતુ હિન્દુસ્તાનનું આ પ્રથમ શહેર હતું જે તેમના અવલોકન હેઠળ આવ્યુ. એ વિષે તેઓ લખે છે —

"ઠઠ્ઠા શહેર ન્યાયશાસ્ત્ર, તત્વજ્ઞાન અને અર્થ શાસ્ત્રની કેળવણી માટે મશહૂર છે આ શાસ્ત્રોમાં વીદ્યાર્થીઓને કેળવવા માટે આ શહેરમાં ચારસો પાઠશાળાઓ છે."

(કપ્તાન હેમીલ્ટનનુ સફરનામું ભાગ ૧લો પાનું ૧૨૭)

હવે જ્યારે સિંધની–દેશના ખુણામા એક નાના શહેરની–આ સ્થિતિ હતી, તો તે વેળાના પાટનગરને દરજ્જે પહોચેલા શહેરોની, કેળવણીની દૃષ્ટિએ શું સ્થિતિ હશે, તેનો સ્હેજે ભાસ થઇ સકે છે. વસ્તુ સ્થિતિ એ છે કે પુરાતન સમયમા કેળવણીનો દષ્ટિબિંદુજ અર્વાચીન કાળથી જુદો હતો, અને તેની પદ્ધતિ પણ જુદી હતી. શિક્ષણનું કામ એટલું બધું પવિત્ર લેખાતું કે જેનો બદલો પણ

આપી શકાય નહિ. શિક્ષકનો દરજ્જો આબાપથી ઓછો નહતો. ભણાવવાનો ધંધો બહુ આબરૂ ભર્યો હતો. ઘણા લોકો તેને કિર્તિનું સાધન સમજતા હતા અને ખુશીથી તે કાર્યને અંગિકારતા હતા. અને આજ લગી તેનીજ તો એ અસર છે કે "મવલવી" શબ્દ કોઇના નામની સાથે સાંભળીએ છીએ ત્યારે દિલમાં તેને વિષે આપણને માન અને ઇઝ્ઝતની લાગણી ઉત્પન્ન થાય છે. એ ઉપરાંત દરેક જાગીરદાર, મુહલ્લામાં પોતાને ખાનગી એકેક પાઠશાળા ચલાવવી પોતાની જાગીરની ઝરૂરતોમાંની એક સમજતો હતો, જેમકે ઘોડા રાખવા, હાથી પાળવા કે બીજી ધાર્મિક વિધિઓ અને રૂઢિઓને અનુસરવું. આ શાળાઓમાં ફક્ત તે જાગીરદારોનાજ બાળકો ભણતા નહતા પરંતુ આખા મુહલ્લાના સઘળા ગરીબ બાળકોને મવલવી સાહબની પાસે ભણાવવા માટે બેસાડવામાં આવતા હતા. રોકડ મવલવી સાહબને બહુ થોડું મળતું, છતાં આ તરીકાથી ઘણા બાળકો કેળવાઇ જતા હતા મવલવી સાહબ ફક્ત ભણાવતાજ નહતા, સાથે નીતિ પણ શીખવતા હતા. જો બાળકે ઝરા પણ તોછડાઇ દેખાડી કે તેના માબાપ પણ મવલવી સાહબની બ્હીક આપી બ્હીવડાવતા હતા. બાળકોનાં ચરિત્રો સુધારવાના કામમાં પણ તેમને ઘણો અખત્યાર હતો, અમે આપણા સમયની સ્કુલો અને કોલેજોની વિરૂદ્ધ નથી, પરંતુ અમારા અભિપ્રાય મુજબ આ દેશને માટે પ્રાથમિક શાળાઓનું જૂની પાઠશાળાઓના ધોરણે હોવું વધુ ઇષ્ટ છે. વખતના વેગે આ પ્રકારના શિક્ષકો અને મવલવીઓનો વર્ગજ હતો નહતો કરી દીધો. પાઠશાળાઓની સંખ્યા ત્હેં વિદ્યાર્થી

સ્મરણો

જીવનમા મ્હારી પોતાની આંખોએ મ્હારા ન્હાનકડા કસબા અમેઠીમા જોઇ છે, તેનાથી હું ... છુ કે દેશમાં ... કુલ સખ્યા આપણી ધારવી પ્રાથમિક શાળાઓ ... નહિ આ અમેઠી કસબામા એક નિર્જન ઉજ્જડ જગ્યા છે જ્યા થોડોક સમય થયો કેટલીક છાપરા વગરની ભીંતો ઉભી હતી અને હવે તો કદાચ પાયાના ચણતરોજ બાકી રહી ગયા હશે ઘરડા માણસો આને જ તે સ્થળ બતાવે છે જ્યા ઘણે દૂર દૂરથી વિદ્યાર્થીઓ આવી વસતા હતા અને મરહૂમ મુદ્દતો જીવન જેમને એક મુદ્દત સુધી ખુદ અત્રે ગઝેમના શિક્ષક થવાનુ ભગ્ય હાસિલ થયુ હતુ – તે, શિક્ષણ આપતા હતા આ, કસબાના તે ખંડેરોમાથી છે જેને અમે કસબાવાસીઓ નિરાશાની દૃષ્ટિથી દેખીએ છીએ અમે તેને અમારા કસબાની પુરાતન કૉલેજ ગણીએ છીએ આવી પાઠશાળાઓ અને કૉલેજોમા હિન્દુ મુસલમાન વિદ્યાર્થીઓ એક જગા સાથે ભણતા હતા અહિંજ આ બેઉ ધર્મના બાળકોમા મિત્રતાની તે મજબૂત ગાંઠ બંધાતી હતી કે જેને ભવિષ્યમા છોડવી મુશ્કિલ થઇ પડતુ હતુ. સામાન્ય કેળવણી આપનારી આ સંસ્થાઓ સિવાય બીજી શાળાઓ પણ હતી જ્યા ધાર્મિક કેળવણી અપાતી હતી દાખલા તરીકે હિન્દુ પાઠશાળા અથવા કોઇ સુફી સંતનો તકિયો અથવા કોઇ હાફિઝજીનુ નિવાસ સ્થાન કપ્તાન હેમિલ્ટને પોતાની મુસાફરીના વર્ણનમા ફકત એક જગ્યા "ઠઠ્ઠા"મા ચારસો કૉલેજોનુ વર્ણન કર્યુ છે, કદાચ તે આવાજ મદરેસા, શાળાઓ અથવા કૉલેજો હશે જે વિષે મ્હે ઉપર લખ્યુ છે, અને જ્યારે

મદરિસા અને કાલેજોની વૃદ્ધિની આ દશા હોય તો મી૦ જે આર રોય સાહેબનો આ દવો-કે મુખ્ય સમનમા શાળા કોલેજો સ્થાપવી મુશકિલ હતી અથવા કેળવણીના સાધનો તે સમયની સ્થિતિને અનુસરીને મનજૂર ન હતા, એ મ્હારા અભિપ્રાય પ્રમાણે આધાર વિનાનું એક પોકળપણું છે.

---

# પ્રકરણ ૩ જું

## ધાર્મિક સહિષ્ણુતા.

ધાર્મિક સહિષ્ણુતા વિષે કપ્તાન હેમિલ્ટનના વિચારોની ખરી તુલના કરી સકાય તે માટે પહેલાં આપણે ઇ. સ.ના સોળમા અને સત્તરમા સૈકાના યુરોપની સ્થિતિનું ઉપલક અવલોકન કરવું જોઇએ. કપ્તાન હેમિલ્ટન તે દેશના વતની છે જ્યાં રોમન કેથોલિક અને પ્રોટેસ્ટન્ટની માંહોમાંહેની લડાઇઓએ હજારો નહિ પરંતુ લાખો માનવ–પુત્રોનું લોહી વહેવડાવ્યું છે. તે સમયની પ્રજા જો રાજ—ધર્મનો વિરોધ કરતી, તો તેને માટે નાશના અનેક બ્હાનાઓ ઉત્પન્ન થતા હતા. દાખલા તરીકે ૨૩ મી ઓગસ્ટ ૧૭૫૪ને દિવસે ફ્રાંસના બાદશાહે પેરિસના સઘળા પ્રોટેસ્ટન્ટો માટે કત્લેઆમનો હુકમ કરી દીધો હતો. મવતના આ સામાન્ય ફરમાનમાં બાળક કે બુઢ્ઢા, સ્ત્રી કે પુરૂષમાં કશો પણ ભેદ કે અપવાદ રાખવામાં આવ્યો નહતો. બાદશાહે કપાયલી ગર્દનોમાંથી ઉડતા લોહીના ફુવારાનું દૃષ્ય પોતાના મહેલમાં બેસી એક તમાશાની જેમ જોયું હતું. એજ પ્રમાણે જ્યારે વિલાયતમાં શાહઝાદી મેરી જે રોમન કેથોલિક હતી, ગાદી પર બેઠી ત્યારે એક નવજવાન શાહઝાદીની કોમળ અને રૂપવંતી ગર્દન પત્થર ઉપર મૂકી એટલા માટે કપાવી નાખવામાં આવી કે તે છડેચોક પ્રોટેસ્ટન્ટ હોવાનો દાવો કરતી હતી. રોજર્સના દશ બાળકો અને પત્નિ ઉપર દયા ન કરવામાં આવી. તેજ ધર્મ

મતભેદને લીધે તેમને જીવતા બાળી મૂકવામા આવ્યા તે વેળાએ આખા યુરોપમા ધાર્મિક સહિષ્ણુતાની આજ સ્થિતિ હતી તેથીજ કેપ્તાન હેમિલ્ટનને અવરગઝેબના સમયની પ્રચલિત ધાર્મિક છૂટછાટમા એક અલૌકિક અને અસામાન્ય ભાસ દેખાયુ તેમને આશ્ચર્ય ચકિત કરનાર સૌથી મોટી વાત તો એ લાગી કે હિન્દુસ્તાનમા જુદા જુદા ધર્મના લોકો વસે છે, પણ એક બીજાની સાથે એવી રીતે તો હળીમળીને રહે છે અને તેઓ ધર્માંધ પણાથી એટલા બધા તો વિમુખ છે કે તેમનામા પોશાક સિવાય કોઇ એવુ એકે ચિન્હ નથી કે તેમનો ધર્મ-ભેદ દેખાડવામા મદદ કરે

પોતાની મુસાફરીના વર્ણનમા એક જગ્યાએ ઠઠ્ઠા શહેરનો અહેવાલ વર્ણવતા તેઓ લખે છે —

"રાજ ધર્મ ઇસ્લામ છે, પરતુ સખ્યામા જો દસ હિન્દુ છે તો એક મુસલમાન! હિન્દુઓની સાથે સપૂર્ણ રીતે ધાર્મિક સહિષ્ણુતાથી વર્તવામા આવે છે તેઓ પોતાના વ્રત પાળે છે અને તહેવારો તેવીજ રીતે ઉજવે છે જેવી રીતે ભૂત સમયમા ખુદ હિદુઓનુ રાજય હતુ ત્યારે ઉજવતા અને પાળતા હતા. તેઓ પોતાના મુડદાઓને બાળે છે પણ તેઓની સ્ત્રીઓને પોતાના પતિ સાથે સતિ થવાની છૂટ નથી"

(ભા. ૧લો પા ૧૨૭-૨૮)

એક બીજી જગ્યાએ લખે છે —

"ફક્ત વાણીઆઓમા ૮૫ પેટા જાતિયો છે અને જો કે તેઓ એક બીજાની સાથે મળીને ખાતા નથી પરતુ પોતામા

હળી મળીને રહે છે. બ્રાહ્મણો હમેશા લોકોને એવોજ ઉપદેશ આપ્યા કરે છે કે દેવતાઓ માટે મોટી મોટી મિલકતો વકફ કરવામાં આવે."

"પારસીઓ પણ છે અને તેઓ પોતાના રીત રિવાજો ઝરથોસ્તી ધર્મ મુજબ પાળે છે. ઇસાઇઓને પૂર્ણ છૂટ છે કે તેઓ પોતાના દેવળ બનાવે અને પોતાના ધર્મનો પ્રચાર કરે અને કોઇ કોઇ કોઈ વાર તેમને એમાં સફળતા પણ મળી જાય છે, પરંતુ ઇસાઇ થઇ ગયલા લોકોના ચરિત્ર અને રીતભાત આ શહેરના બીજા લોકોને મુકાબલે ઘણાજ ખરાબ છે."

(પુ. ૧લું. પા. ૧૫૯,૧૬૩)

અને આ મુસાફર-વેપારી જ્યારે સુરતમાં પહોંચે છે, ત્યારે ત્યાંની ધાર્મિક સ્થિતિ નીચેના શબ્દોમાં વર્ણવે છે:—

"આ શહેરમાં આસરે સો જુદા જુદા ધર્મોના અનુયાયીઓ વસે છે, પરંતુ તેઓમાં તેમની ધાર્મિક માન્યતા અને પ્રાર્થના કરવાની રૂઢિઓના સંબંધમાં કદી લડાઇ ઝગડાઓ થતા નથી. દરેકને ગમે તેવી રીતે પોતાના માલિકની યાદ કરવાની સંપૂર્ણ છૂટ છે. અને માત્ર ધર્મભેદની બિના પર કોઇને હાની કરવાનો કે દુ:ખ દેવાનો વિચાર આ લોકમાં મુદ્દલ હસ્તી ધરાવતો નથી."

(પુ. ૧ લું. પા. ૧૬૨)

અમે તે ઇતિહાસકારોને જેમના પુસ્તકો અમને શાળાઓમાં ભણાવવામાં આવ્યાં હતાં, તેમને પૂછીએ છીએ કે એ શું એક

નૈતિક પાપ નહતો કે તેમણે આવા પ્રકારના બનાવો પોતાના ઇતિહાસોમાં મુદ્દલ દાખિલ કર્યાં નહિ? શું તેઓ અજ્ઞાન હતા કે તેમની રાજદ્વારી નિષ્ઠાઓને લઇને તેઓ એજ શિક્ષણ આપવા માટે લાચાર હતા કે જે સઘળા હિન્દુ—મુસલમાન બાળકોના મનમાં એજ ધુન ઠસાવી દે કે અવરંગઝેબ એક ધર્માંધ મુસલમાન હતો; જેણે હંમેશા હિન્દુઓના ગળાં કાપ્યાં? આ તેજ વિચારો છે, જે ઘણી વેળાએ અમારા કેટલાક કેળવાયલા હિન્દુ દેશબંધુઓના મનમાં પણ દ્વેષનો અગ્નિ ભડકાવી દે છે. ખરી વાત એમ છે કે અવરંગઝેબની પ્રકૃતિ ધાર્મિક થઇ હતી અને તે જે લોકોને અધર્મને પંથે ચાલતો જોતો હતો. તેમની સાથે સખ્તાઇથી વર્તતો હતો. દાખલા તરીકે જ્યારે કદી તે કોઇ મુસલમાનને શરીઅત વિરૂદ્ધ કોઇ કામ કરતો દેખતો ત્યારે તે પોતે તેને તેનીજ શરીઅતની રૂએ શિક્ષા આપવી પોતાનો ધર્મ સમજતો હતો. દક્ષિણમાં અવરંગાબાદ પાસે દવલતાબાદ કરીને એક શહેર છે. ત્યાંની એક પ્રચલિત વાત છે કે આ મહાન કિર્તિવંત ફકીર—બાદશાહે સ્વહસ્તે કુરઆને શરીફ લખી, તેના વેચાણથી જે રકમ મળતી હતી, તેની પુંજીથી કેટલાક ગઝ ઝમીન તેજ મઝાર પાસે ખરીદી હતી, જેની સાથે તેને આત્મિક શિષ્યપણું (કિંવા બયઅત) હતું અને એ વસીયત કરી હતી કે પોતાની લાશ એજ ઝમીનને સોંપવામાં આવે, તેના ઉપર ઇમારત કે ઘુમટ બાંધવામાં ન આવે, લીલી હરિયાળ પુરતી છે, અને કબ્ર એવી રીતે બનાવવામાં આવે કે તેના આત્મગુરૂનો મઝાર ધોતી વેળાએ જે પાણી વહે તે તેની કબ્ર પર થઇને પસાર થાય, તેની

પાસે એક મદરિસો હોય જેમાં બાળકોને કુરઆને શરીફની કેળવણી અપાય, મ્હેં આ જગ્યાને બે વાર જોઈ છે. જોઇને એમજ જણાય છે કે જાણે આજ લગી તેની વસીયત અમલમાં મૂકાઈ રહી છે. હમણા આ'લા હુઝૂર નિઝામે એક આરસનો કઠેરો આ કબ્રની આમ-પાસ બનાવી આપ્યો છે. પરંતુ જે ધર્મના રંગમાં તે રંગાયલો હતો, તેજ ધર્મ તેને સહિષ્ણુતાનો પાઠ શિખવતો હતો. તેજ ધર્મ પોકારી પોકારીને તેને કહેતો હતો:—

"લાઇકરાહા ફિદ્દિન"

("ધર્મમાં બળાત્કાર નથી" કુરઆને હકીમ.)

દવલતાબાદના જે પાલવ ઉપર અવરંગઝેબે પોતાની ઝિંદગીનો કેટલોક કાળ ગાળ્યો હતો, તેની નીચે થોડાજ કદમને આંતરે ઇલોરાની તે જગવિખ્યાત ગુફાઓ આવેલી છે જ્યાં બુદ્ધ અને હિન્દકાળના દેવાલયો અને મૂર્તિયોનું શિલ્પ કામ જોવા માટે આજે પણ યૂરપ અને અમેરિકાના પ્રવાસીઓ આવે છે. તેજ પ્રગણામાં એન્જટાની તે ધાર્મિક ગુફાઓ પણ છે જેનું કળાગય ચિત્ર અને કોતરકામ જોઇને આ સમયમાં પણ એક પ્રવીણ ફ્રેન્ચ કળાકાર જાણે આભો બની ગયો હતો. જો અવરંગઝેબનું ધર્માંધપણું આવા પ્રકારનું હોત કે તેને અન્ય ધર્મોના મંદિરો ખૂંચે, તો તે સમયે તેને માટે આ ઇતિહાસિક યાદગારોને અસ્તિત્વના પટ ઉપરથી હતી ન હતી કરી દેવી કંઇ મોટું કામ ન હતું; પરંતુ ફક્ત કલ્પના સિવાય તેની કોઇ સાબિતી નથી કે ખુદ અવરંગઝેબેજ અથવા તેની આજ્ઞાથી કોઇએ તેને હાથ સુધાં લગાડયો હોય. હું ઉપર લખી ચુકયો છું

તેમ અવરંગઝેબની પ્રકૃતિ ધાર્મિક હતી પણ તેનો એ અર્થ નથી થતો કે બીજા ધર્મને છૂટછાટ ન હતી દરેક હિન્દુ પોતાના ધર્મ પ્રમાણે વર્તી સકતો હતો. દરેક માણુસ આઝાદ હતો દરેક માણુસને ગમે તે ધર્મ સ્વિકારવાની છૂટ હતી. જ્યારે હું દક્ષિણમાં કરીમનગર અને ગોલકુંડાના કિલ્લાઓ જોવા ગયો ત્યારે એક એવું દ્રશ્ય દેખાયું, જેની એક આનંદાયી છાપ મ્હારા મન ઉપર પડી. કરીમનગર અને ગોલકુંડાના કિલ્લાઓ હિન્દુ સમયના છે. તેની ટોચો ઉપર હજી લગી હિન્દુ પૂજા-મંદિરો મવજૂદ છે. મુસલમાનોએ આ કિલ્લાઓને સર કર્યાં પછી હિન્દુઓના આ પૂજા-મંદિરોને નાબૂદ નહિ કર્યાં. હિન્દુઓ ત્યાં આજે પણ માત્રા માટે જાય છે. આ જોઇને મ્હને મુસલમાનોની ધાર્મિક સહિષ્ણુતા ઉપર ગર્વ થયો. એકજ ખુદાના બંદાઓ, એકજ ખુદાની પૂજા આ દુન્યામાં કેવી કેવી રીતે કરી રહ્યા છે. જો મુસલમાનો હિન્દુઓને એ વાતનું શિક્ષણ આપવા ઇચ્છતા હતા કે માલિક સુધી પહોંચવા માટે કોઈ પત્થરને વસીલા તરીકે ગોઠવવાની ઝરૂરત નથી, તો તે સમયમાં આ હેતુ, આ નિર્જીવ પત્થરોના ખંડન વડે ખરેખર કદી ફળી સકયો હોત નહિ જો મુસલમાનો હિન્દુસ્તાનને પોતાનો દેશ બનાવી રહેવા ઇચ્છતા હોય, જો મુસલમાનો, હિન્દને પોતાની પ્રિય માતા સમજતા હોય તો આ દેશમાં જેટલા બાળકો પયદા થશે તેમનામાં ભ્રાતૃભાવનો સંબંધ અને ધાર્મિક આઝાદીનું હોવું તેમના જીવનની નિરંતરતા માટે અનિવાર્ય છે.

એ ઐતિહાસિક સત્ય છે કે મુગલકાળમાં ઇસ્લામ પ્રચારનુ

કાર્ય કદી પણ રાજતંત્રની કોઇ શાખા તરીકે થયું નથી, એટલુંજ નહિ પણ મુગલ બદશાહોએ ઇસ્લામના પ્રચારને કદી પોતાની ફર્જ તરીકે ઉપાડયું નથી. હા, એ જુદી વાત છે કે મવલવીઓની અસર અને કેટલાક ખુદા પરસ્ત મુસલમાનોની રહેણી કરણીના પ્રભાવથી જનસમાજ આકર્ષાઇ અને ઇસ્લામની સાદાઇ અને તેનું એ શિક્ષણ કે-તે સર્જનહારની દૃષ્ટિમાં બધા માણસો સરખા છે, હિન્દુસ્તાનના રહેવાસીઓના તે ભાગને જે છૂતછાતની બેડીઓમાં જકડાયલો હતો, તેમને એક મનહર દૃષ્ય દેખયું અને વળી બાદશાહનો પોતાનો ધર્મ પણ એક ખાસ માનની નજરે જોવાય છે, આ કારણથી મુસલમાનોની સંખ્યામાં કંઇક વધારો થયો; પરંતુ હિન્દુસ્તાનમાં ઇસ્લામનો પ્રચાર, વ્યવસ્થા અને નિયમપૂર્વક કદી નથી થયો જેમકે આપણા ઝમાનામાં ખ્રિસ્તિ ધર્મનો પ્રચાર મિશનરીઓ કરે છે. મુસલમાન બાદશાહોએ કદી આ વાતનો બીડો ઝડપ્યો નહતો.

વારૂ એ તો પ્રસંગોપાત કહેવાઇ ગયું. અવરંગઝેબના સમયમાં ધાર્મિક સહિષ્ણુતાના વિષય ઉપર અભિપ્રાય બાંધવા માટે આપણા અર્વાચીન સુધારાને ઝરા ગાઢી નઝરથી જૂઓ અને હિન્દુસ્તાનના તે ભાગોમાં જે મુસ્લિમ સુધારો અને સંસ્કૃતિના ધામ હતાં, ત્યાંના કોઇ પુરાતન શહેરના પુરાતન મુહલ્લામાં કદમ મૂકો, ભલે પછી તે દિલ્લી હોય, આગ્રા હોય, કે લખનૌ હોય અથવા કોઇ કસબામાં જાઓ પછી તે અમેઠી હોય, કાકુરી હોય કે જગવા હોય; ત્યાં તમે શું જોશો? એકજ ભીંતના છાંયડામાં

આ બેઉ ધર્મના લોકો સુદૃઢ શાન્તિથી વંશપરંપરાથી રહી ચૂકયા છે અને હજીએ તેનીજ અસર છે કે એકજ પાણીઓ, કાપડીઓ, હજામ, માલી, લુહાર, સોની, બેઉની દૈનિક ઝરૂરીઆતો પૂરી પાડે છે. મુસલમાનોએ જુદા પડીને કોઇ સિવિલ લાઇન્સ કાયમ કરી ન હતી અમેઠીમાં ખાસ મ્હારા મુહલ્લામાં મ્હારા પિતાને હિન્દુ બાળકો કાકા, દાદા કહીને જેમ બોલાવતા તેમ, મ્હારી પણ એજ ફર્ઝ હતી કે મ્હારા પિતાથી મળતા હિન્દુ મિત્રોને હું પણ તેમજ કહું. જો પુરાતન કાળથી ધાર્મિક સહનશીલતા ન હોત તો આ સંસ્કૃતિના આવડા મોટા મોટા ચિન્હો આજે કેવી રીતે આમ બાકી રહ્યા હોત? એમા સંદેહ નથી કે આ સંસ્કારો હવે ત્વરાથી ભૂસાઇ જવા લાગ્યા છે. જેના કારણો ઉપર વિચાર કરવાનો આ સમય નથી; પરંતુ હજી પણ ઠેર ઠેર તેવા માણસોના દાખલા મળે છે, જેઓ આવી આવી ધાર્મિક સહનશીલતાના વાતાવરણમાં પળાયા પોષાયા છે. મ્હને આશા છે કે મ્હારા માનનીય મિત્ર રાજા રાજ્યમાન સર કૃષ્ણપ્રસાદ મહારાજા બહાદુર, યમીનુસ્સલતનહ જી સી આઇ ઇ; તેમના એક ખાનગી પત્રની નોધ અહિં લઉં, તો મ્હને માફ કરશે. હિજરી સન ૧૩૪૨ (ઇ. સ. ૧૯૨૪) માં ઇદુલ-અદહા (બોગ-ઇદ)ને પ્રસંગે પોતાના ઇસ્લામી બિરાદરોને મહારાજા સાહબે મુબારકબાદની કેટલીક કડીઓ લખી હતી, તે મેળવવાનુ સદ્‌ભાગ્ય મ્હને પણ પ્રાપ્ત થયું હતું. તે પત્રની નકલ નીચે કરૂ છું:—

'હુર્વલકુલ-યામુકને


ખુદા કહનેપે કહતે હ઼ંયઃ- "નહીં, પરમાત્મા કહીએ!"
અગર પરમાત્મા કહતા હું, કહતે હ઼ંયઃ-"ખુદા કહીએ!"
મેરી વહદત પરસ્તી પડ ગઇ, અય શાદ! ઝગડે મેં;
નહીં કુછ કહતે બનતા હય, અગર કહીએ તો કયા કહીએ?
યે ઝગડે તો ચલેહી જાઇંગે, અય શાદ! અબ આઓ
મુહિબ્બોંસે - નવીદે આમદે ઈદ્દદ દુહા કહીએ!"

અર્થાત—ખુદા કહુ છું ત્યારે તેઓ કહે છે કે 'ના, 'પરમાત્મા કહો!" પરમાત્મા કહું છું ત્યારે કહે છે કે "ખુદા કહો!" હે શાદ! એક અદ્વૈતનું મ્હારું પૂજન સંકુચાઇ ગયું, કંઇ પણ કહયે આરો આવતો નથી; હું કહું તો શું કહું? ચાલો શાદ! આ ઝગડાઓ તો થયાજ કરશે, ચાલો આપણે મિત્રોને ઇદુલ-અદહાની મુબારકબાદ આપીએ.

હું મારા આભાર દર્શક જવાબમાંથી કેટલાક વાકયો ટાંકવાની રજા લઉં છું:—

"અગર હિંદુ-મુસલમાન હિન્દુસ્તાનકે દો દરયા હ઼ંય તો આપ ઉનકે સંગમ હ઼ંય, અગર હિંદુ-મુસલમાન એક જિસ્મકી દો આંખે હ઼ંય તો આપ ઉનકા ફોકસ અવર વોહ નુકતા હ઼ંય જહાં દોનોંકી રોશની

મિલ જાતી હય. અફસોસ! હિન્દુસ્તાનમેં અયસે વુઝ્રૂસ કમ હોતે જાતે હંય."

ટુંકમાં મહારાજા સાહબ આ દેશના પુરાતન સંસ્કારના એક કીર્તિવંત આદર્શ છે. શું ધર્મભેદ હિંદુ—મુસલમાનો વચ્ચે ગાઢી મિત્રતા સાધવામાં કદી આડે આવ્યો છે?

મ્હારો જાતિ અનુભવ તો એ છે કે કદી આડે નથી આવ્યો.

મર્હૂમ બાબુ શીવ સહાય લખનૌના "અયશ—બાગ" મુહલ્લામાં રહેતા હતા. વિદ્યાર્થી જીવનમાં તેમણે એક કલબ સ્થાપી હતી. જેમાં વિદ્યાર્થી તરીકે હું પણ શામિલ થયો હતો. આમારી મિત્રતા એટલે સુધી વધી કે એક સાથે બેસીને ખાવા પીવામાં પણ બાધ આવતો નહોતો. જ્યારે ઇ સ ૧૮૯૪ ના જૂન માસમાં તેમને માલમ પડયું કે હું બી. એ માં પાસ થઇ ગયો, તે વખતે બાબુ શીવ સહાય એલ. એલ બી પાસ થઇ ચુકયા હતા તેમણે મ્હને એક મોટા ભાઇની પેઠે આજ્ઞા કરી કે તેજ વર્ષના નવેમ્બર માસમાં મ્હારે એલ. એલ. બી.ની પરિક્ષામાં શામિલ થવું પડશે મ્હારી વમણ પહેલાં ડોકટરી અને વૈદક તરફ હતી પરંતુ તેઓ મ્હને કાયદાના અભ્યાસ તરફ ઘસડી ગયા તે સમયના કાયદા અનુસાર લે-લેકચર્સ મ્હેં એફ. એ. ની સાથે પુરા કર્યા હતા, છતાં પણ સમય બહુ થોડો હતો. તે ઉપરાંત એમ. એ.માં પણ શામિલ હતો. જીવ સંકોચાતો હતો. હું તો આવી રહયો હતો પણ બાબુ સાહબે કહ્યું, "નહિ, તમને આ વર્ષેજ બેસવું પડશે." હું આ મ્હારા હિન્દુ મિત્રનો પ્રેમ કદી ભૂલીશ નહિ. દિવસોના દિવસ સુધી મ્હારે

માટે કાયદાના પુસ્તકોના સાર તૈયાર કરતા હતા અને રાત્રે આવીને ભણાવતા હતા. હોલાંડ જ્યુરેસ્પ્રુડન્સની બાબુ શીવ સહાય સાહબ વાળી મશહૂર ટીકા જે પાછળથી તેમણે છપાવી પ્રસિદ્ધ કરી અને જેને પ્રતાપે સેંકડો એલ એલ. બી.ના વિદ્યાર્થીઓને ફાયદો પહોંચ્યો છે, તે આ અરસામાંજ લખાઇ છે. ઇ સ. ૧૮૯૪ ના જુલાઇ માસમાં મ્હેં કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. ૨૬ નવેમ્બર ૧૮૯૪ એ એલ એલ. બી. ની પરિક્ષા શરૂ થઇ. જાન્યુઆરી ૧૮૯૫ માં મ્હારા પ્રિન્સિપાલ મી૦ વ્હાઇટે અલાહાબાદ યુનીવર્સિટી કાયદાની પરિક્ષાની પરિણામ સમિતિમાંથી પાછા ફરી મ્હને સૌથી પહેલ વહેલી ખબર આપી કે હું પહેલા વર્ગને પહેલે નંબરે પાસ થયો છું. જ્યારે આ ખબર બાબુ સાહબના કાન સુધી પહોચી તો તેમના આનંદની તુલના મ્હારા સિવાય બીજો કોઇ કરી સકતો નથી. મર્હૂમ બાબુ સાહબ હિન્દુ હતા, મુસલ્માન નહતા. પરંતુ શું આ ભેદ સાચી મિત્રતાની આડે આવ્યો? આ લખવાથી મ્હારો ઉદ્દેશ આ નથી કે હિન્દુસ્તાનમા આજની પહેલાં હિન્દુ-મુસલમાનોમાં ધાર્મિક ઝગડા થયા નથી, પરંતુ મ્હારો હેતુ ફક્ત એટલો છે કે આ દેશમાં હિન્દુ-મુસલમાનોની સામાન્ય સ્થિતિ ધાર્મિક સહિષ્ણુતાની રહી છે. સામાન્ય રીતે આપણે એક બીજાની સાથે સુલ્હ શાન્તિથી રહેતા આવ્યા છીએ. આ અમારા મૂળ સંસ્કાર અંગરેઝોના સમયમાં હતા. અને હજીએ ઘણા ખરા બાકી છે, જેની દૃષ્ટિએ-ચાલુ સ્થિતિ મ્હને ફરજ પાડે છે કે મૂળ વિષયથી વિખુટા પડીને પણ-સામાન્ય ધાર્મિક છૂટછાટ સંબંધી કંઇ લખું. અને પહેલાં તો હું

તે ઇસ્લામીઓને પૂછું છું, જેઓ પોતાની ઝિંદગીમા સેંકડો હઝારો મંદિરો પાસેથી પસાર થયા છે, કે શું આ મંદિરોને જોઇને આ પ્રકારનો કોઇ જોશ તેમના મનમાં ઉત્પન્ન થયો હતો કે આ મન્દિરો ભોંય ભેગા કરી દેવા જોઇએ, અથવા તેમના દૃષ્યો તમારી આંખોમાં કદિ ખૂંચ્યા હોય, જો એમ થયું પણ હોય તો લાખોમાંથી કેટલાના દિલમાં! એવીજ રીતે હિન્દુઓને પણ પૂછુ છું, કે તેઓ હઝારો મસ્જિદો પાસેથી થઇને રોઝ પસાર થાય છે માત્ર આ મસ્જિદો જોઇને કોઇ ધાર્મિક દીવાનાપણું તેમના મનમાં ઉત્પન્ન થયું, અને જો થયું તો લાખોમાથી કેટલાના દીલમાં! મ્હારો વિચારતો એવો છે કે અમારી પાંચ વખતની બાંગ હિન્દુઓના કાનમાં સામાન્ય સાદ જેમ થઇ પડી છે. તેવીજ રીતે સામાન્ય મુસ્લિમ વર્ગ માટે મંદિરોના શંખનાદ એક એવી સામાન્ય વસ્તુ દેખાય છે જેમાથી શ્વાસ અને હવાને જોમે મોટો આવાઝ નીકળે છે. આમાં અને ઇસાઇઓના દેવળના ઘંટોમાં શો તફાવત છે!

મુસલમાનોને મંદિરોથી કોઇ ખાસ દુશ્મનાઇ નથી અને શંખ ઉપર કોઇ તિરસ્કાર નથી. જે કાંઇ તફાવત છે તે અલ્લાહ વિષેના તસવ્વુર (કલ્પના)માં છે. પત્થર અને ઇંટો સાથે કાંઇ ઝગડો નથી, છતાં એ સવાલ બાકી રહી જાય છે કે મસ્જિદ, મંદિર અને ઘંટના ઝગડાઓ કોઇ કોઇ વખતે ઠેક ઠેકાણે ભયંકર સ્વરૂપ કેમ પકડી બેસે છે અને તેનાથી તે નાપસંદ અને દુઃખભર્યાં પરિણામો, કે જેની કલ્પના સરખી પણ દરેક સુલેહ-શાન્તીનાચ્યાહકને

હોતી નથી. તેમના હૃદયને કંપવી દે છે. મ્હારી, આ સમજ પ્રમાણે આવી જાતના ઝગડાઓના આરંભમાં મૂળ ધાર્મિક લાગણીનો એટલો બધો અંશ નથી હોતો જેટલો પોતાનો સ્વાર્થ અને અંગત મોહનો હોય છે, જેની જડ અજ્ઞાનપણું અને નૈતિક નિર્બળતા છે દાખલા તરીકે કેટલીક વખતે કોઇ જગ્યાના કેટલાક આગેવાનોમાં દુશ્મનાઇ પહેલાથી ચાલી આવતી હોય છે, ફક્ત તેની બિના પર તેઓ કોઇ ધાર્મિક ક્રિયાને અદા કરવાને પ્રસંગે ધર્મના ઓઠામાં કેટલીક વાતો એવી રીતે આગળ ધરી દે છે કે લોકોમાં ઉશ્કેરણી પયદા થઇ જાય છે અને ત્યાર પછી સામાન્ય હિન્દુ મુસલમાનોનો તેમાં દખલ અને તડો સ્વમાનના સિદ્ધાંત પર શરૂ થાય છે અને પછી આ અંગત વેરઝેર અને અહંકારનાં જે પરિણામો આવે છે તેને આપણે ધર્માંધપણાનું નામ આપીએ છીએ. કેટલીક વખતે આપણા વહેમો પણ આવા ઝગડાના કારણ બને છે. જો હિન્દુઓએ આશુરાને પ્રસંગે મસ્જિદ આગળ વાજું વગાડી દીધું, તો તરત આપણા દિલમાં વહેમ થઇ જાય છે કે તેઓએ અમારા અપમાન કરવાના હેતુથી આમ કર્યું, પછી મૂળ હેતુ એમ હોય કે નહિ, પણ અટકળ શયતાનો એવું જ સમાજના મનમાં ઠસાવે છે, કે હેતુ હલકાઇ કરવાનો હતો. પછી કવચી અભિમાનની લાગણી સુસવાટ કરતા પવન પેઠે ભડકી ઉઠે છે વળી કેટલીક વાર એમ પણ બને છે કે એકજ જગ્યાએ અને એકજ વખતે બંને કવમો પોતાના ધાર્મિક રિવાજો પાળવામાં પરોવાઇ ગયા હોય છે ત્યારે, કેટલાક એવા માણસો પણ નીકળી આવે છે જેમનામાં ધાર્મિક લાગણીનું નામ

સરખુ નથી હોતુ, પણ લાઠી, તલવાર અને છરીઓની હરીફાઈમા તેમને મોજ પડે છે. એ તો સામાન્ય સ્વરૂપો છે કોઇ કોઇ ઠેકાણે અપવાદ રૂપ ધર્મિક ઉત્સાહ પણ કામ કરી જાય છે. પરતુ એ સામાન્ય સ્વરૂપો એવા નથી જે આ દેશમા ધાર્મિક સહનશીલતા કાયમ રાખવા માટે એક પરદેશી સલ્તનતને નિરતર હકિમ બનાવીને રાખે આ સામાન્ય સ્થિતિ માનવ જાતિની પ્રકૃતિઓ અને નિર્બળતાઓની તે લાહ્યો અને ચિણગારીઓ છે, જે દરેક દેશમા હમેશા એક કે બીજા સ્વરૂપમા સળગ્યાજ કરે છે અને જ્યા સુધી માણસ જાત બાકી છે ત્યા સુધી સળગ્યાજ કરશે તેનુ પ્રતિબધ ઘણે ભગે સરકારની રચનાત્મક નિયાકત ઉપર આધાર રખે છે અને તેને ખરેખર ધર્મ સાથે એટલો બધો સબધ નથી, જેટલો તેને શિરે ઠોકવામા આવે છે આજે દુનયામા એવો કયો દેશ છે કે જ્યા માણસોની લાગણીઓ કોઇ કોઇ વાર લોહીની નહેરો નહિ વહેવડાવતી હોય? અને જો હિન્દુસ્તાનમા કદી કદી તેને કારણે ધાર્મિક ઝગડા થઇ જાય છે તો યુરોપમા આજકલની હડતાલો અને રાજકીય બાબતોની ભિન્નતા એજ પ્રકારના ફસાદોના કારણો બની જાય છે. જર્મની, ગ્રીસ, ફ્રાસ આયર્લાડ અને ઇગ્લાંડ જેવા દેશોમા પણ પ્રસગોપાત આ લાગણીઓ લપકાઓ લઇ બેસે છે અને લોકો એક બીજાના માથા ભાગવાને તત્પર થઇ જાય છે ત્યારે જે દેશની વસ્તી લગભગ બાત્રીસ કરોડ હોય તેમા કદી કદી અને અહિં તહિં આવા બનાવો બની જાય તેમા આશ્ચર્ય શુ છે?

મહાત્મા ગાંધીજી ફરમાવે છે કે સ્વરાજ્યના ઝમાનામાં બ્રિટિશ ઇન્ડીઆમાં હિન્દુઓ મુસલમાનોને હોઇયાં કરી જશે કે મુસલમાનો હિંદુઓના ધર્મને નાબુદ કરી મૂકશે, તેની બ્હીક રાખવાની ઝરૂરત નથી. સૈકાઓની ઇસ્લામી રાજ સત્તા એમ ન કરી સકી તો પછી આ સૈકાના મુસલમાન તે શું કરી સકવાના હતા? મ્હારા વિચાર પ્રમાણે આવી ઝાતના ઝગડાઓને ધર્મ સાથે વધુ સંબંધ નથી અને તેનો પ્રતિબંધ પૂરતી વ્યવસ્થા કરવાથી થઇ સકે છે.

હે ભાઈઓ! ગત સૈકામાં પોતાની રચનાત્મક લિયાકતથી તમે આવા ઝગડાઓનો અટકાવ કરી સકયા છો અને ભવિષ્યમાં પણ કરી સકો છો.

સામટે સરવાળે વિચાર કરીએ તો જણાશે કે હિન્દુસ્તાનના મોટા મોટા દેશી રાજ્યોમાં ધાર્મિક સહિષ્ણુતા બ્રિટિશ હિંદના કરતાં ઓછી નથી. અને આવા પ્રકારના ઝગડાઓને દૂર કરવામાં તેમની વ્યવસ્થા શકિત કોઇ પણ પ્રકારે બ્રિટિશ હિંદના અધિકારીઓથી ઓછી ઉતરે એમ નથી.

આ દેશબંધુઓ! નિરાશ ન થાઓ, સામટે મેળે તમારામાં ધાર્મિક સહનશીલતાનો જોઇએ તેટલો ભાવ હજી પણ મવજૂદ છે.

---

# પ્રકરણ ૪ થું.

## વેપાર ધંધાની વૃદ્ધિ અને માલ ધનની રેલછેલ.

અવરંગઝેબના સમયમાં હિન્દના વેપાર ધંધાની અને માલ ધનની રેલછેલની જે સ્થિતિ હતી, તે વાંચીને આપણને આપણી હાલની ગરીબાઇ ઉપર ખેદ થાય છે. આજે કરોડો માનવ પુત્રોને એક ટંક સિવાય બીજીવાર ભોજન પણ નસીબ થતું નથી અવરંગઝેબના સમયમાં વેપારથી બે રીતે પૈસો વધતો હતો. એકમેક સાથે વેપાર કરનારા બંને દેશો પુષ્કળ નફો મેળવતા હતા. હિન્દુસ્તાનનો અઢળક માલ વિલાયત, પોર્ટુગલ, હોલેન્ડ અને ફ્રાન્સ મોકલવામાં આવતો અને તેજ પ્રમાણે તે દેશના લોકો હિંદમાં માલ મોકલતા હતા. આ સામસામા વેપારી સરખાપણાથી આ દેશની એવી સ્થિતિ હતી કે કપ્તાન હેમિલ્ટન એક જગ્યાએ પોતાના પુસ્તકમાં લખે છે કેઃ—

"અબ્દુલગફૂર નામના સુરતના એક સવદાગરની વેપાર-મુંડી "ઇસ્ટ ઇન્ડીઆ કંપની'ની કુલ થાપણ અને પુંજીની બરાબર હતી"

"મ્હેં જોયું છે કે એક વર્ષમાં આસરે વીસ વહાણ ભરીને એ વેપારી માલનો નિકાસ કરે છે. દરેક વહાણ ૩૦૦ થી ૮૦૦ ટન સુધીનું હોય છે. અને દરેકમાં ફક્ત પોતાનું માલ દશ હજાર પૈંડ અને કેટલાકમાં પચ્ચીસ હજાર પૈંડનુ હોય છે. અને જ્યારે આ માલ બાહિર મોકલી દેવાતું, ત્યારે પણ તેના કરતાં વધુ માલ તેની પાસે મિલકમાં ભવિષ્યને માટે રહે છે."

(ભા. ૧ લો, પા. ૧૪૭-૧૪૮)

એક બીજી જગ્યાએ લખ્યું છે:—

"હિન્દુસ્તાનીઓની પાસે મોટા મોટા ઉત્તમ વહાણો છે. અને તેઓ અંગ્રેજ વહાણવટીઓને મોટા પગારો આપી કપ્તાનો અને મેટો નોકર રાખે છે."

(ભા. ૧ લો. પા. ૨૩૩)

મલબારના કિનારાપર એક કવમ આબાદ હતી જે ઘણું કરીને આજે "માપલા"ના નામે ઓળખાતીજ કવમ છે. તેને માટે લખ્યું છે કે આ લોક યૂરોપના મ્હોટા શહેરોમાં માછલીઓ મોકલે છે.

સામાન્ય રીતે વેપારીઓ હિન્દુસ્તાનથી લોઢું, કીમતી જવાહિરાત અને કરીયાણું નિકાસ કરતા હતા. એક જાતનું રંગ પણ મોકલવામાં આવતું જેનાથી છીંટ એવી સુંદર છપાતી હતી કે હેમિલ્ટનના શબ્દોમાં "દુન્યાના કોઇ પણ દેશનો રંગ તેને ગજે પળગતો ન હતો." મ્હેં પોતે પણ મ્હૈસુરના સંગ્રહસ્થાનમાં હિન્દુસ્તાનની પુરાણી છીંટ જોઇ છે, જે માખણ આ દેશમાંથી જતું તેને માટે પણ કપ્તાન સાહબ લખે છે કે "યૂરોપમાં આનાથી વધુ સ્વાદિષ્ટ માખણ મળવું મુશકિલ છે."

"હિન્દુસ્તાનનું કાપડ એવું ઉત્તમ હતું કે તેની માંગ એકલી વિલાયતમાંજ ન હતી પણ પેગુ, સુમાત્રા જેવા દૂરદરાઝના પ્રદેશોમાં પણ તે ખપતું હતું"

(ભા. ૧ લો. પા. ૨૯૬, ૩૫૦)

દક્ષિણ હિન્દુસ્તાનના મોટા મોટા રાજાઓ પણ વેપાર કરતા હતા. દક્ષિણ હિન્દના કિનારા ઉપરથી જ્યારે કપ્તાન હેમિલ્ટન

સાહબનું વદાણુ પસાર થયું ત્યારે તેમને ત્યાંની એક જગ્યાએ નામનો કર રાજા સાહબને આપવો પડયો. જ્યારે કપ્તાન સાહબ રાજા સાહબની મુલાકાતે ગયા અને ઘણું કરીને આ વેરા વિષે શિકાયત કરી તો રાજાએ કહ્યું કે એ તો કેવળ સાધારણ વાત છે. બીજા દેશના લોકો વિલાયત વેપાર અર્થે જાય તો તેમની પાસેથી પણ ત્યાં કર લેવામાં આવશે. ઉપરાંત અમે તો તમારા જાનમાલના રક્ષણ માટે જવાબદાર છીએ. એટલે આવો નાનો વેરો વ્યાજબી છે.

(ભા. ૧ લો. પા ૨૯૯)

શાહી કર જે વેપારીઓને આપવો પડતો, તે પણ બહુ ઓછો હતો. વેપારી માલ પર મુસલમાનો પાસેથી બે ટકા અને ઇસાઇઓ પાસેથી ત્રણ અથવા સવાત્રણ ટકા લેવામાં આવતા. પરંતુ મુસલમાનોને એક બીજો કર પણ પોતાના માલનો આપવો પડતો હતો અને તે સેંકડે પાંચ ટકા હતો. કપ્તાન હેમિલ્ટન સાહબે તેને Pall-tax લખ્યું છે. આ પોલટેકસ ઇસાઇઓ પાસેથી લેવામાં આવતું નહિ, આથી સ્પષ્ટ થાય છે કે સામટે સરવાળે વેરાઓની બાબતમાં મુસલમાનોની સાથે કોઇ ખાસ છૂટછાટ રાખવામાં આવી નહતી. તદુપરાંત યુરોપના વેપારીઓ ઉપર શરૂઆતમાં એટલો બધો વિશ્વાસ મૂકવામાં આવતો કે જ્યારે તેઓ હિન્દને કિનારે માલ ઉતારતા હતા, ત્યારે તેમની પાસેથી તરતજ કોઇ કર લેવામાં આવતો નહતો, પરંતુ વર્ષને અંતે જેટલો માલ ચોક્કસ વેચાતો હતો, તેટલા પર તેમના કહેવા ઉપર વિશ્વાસ રાખીને કર લેવામાં આવતો હતો. પણ એમ માલુમ

પડે છે કે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ આ મામલામાં વધુ પ્રમાણિક-પણું દેખાડયું નહિ, જેને પરિણામે તે રૂઢિ અખત્યાર કરવી પડી જે આજે ચાલુ છે, એટલે માલ હિન્દને કિનારે ઉતરતાંજ તેની ઉપર પુરે પુરા હિસાબે કર લઇ લેવામાં આવતો હતો. અમે બીજે પ્રસંગે તે પત્રવહેવાર ટાંકીશું જે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના નોકરો અને મુગલ સરકારના સુરતના સુબા વચ્ચે કરના વિષય ઉપર ચાલ્યો હતો. અને તેજ રસ્તે અમે એ પણ સિદ્ધ કરી આપીશું કે અવરંગઝેબના સમયમાં સરકારે વેપારીઓના માલનું રક્ષણ કરવાની જવાબદારી પોતા ઉપર એટલે અંશે લઇ લીધી હતી કે જો તેમનો માલ ચોરાઇ જતો ત્યારે સરકાર શાહી ખઝાનામાંથી પોતે નુકસાનીની રકમ ભરપાઇ કરી દેતી. એમાં શક નથી કે અવરંગ-ઝેબના કાળમાં હિદુસ્તાનના વેપારનો મુકાબલો યુરોપના મોટા મોટા દેશો પણ કરી સકતા નહતા. એજ વેપાર અને માલની આયાત નિકાસનું પરિણામ એ હતું કે ફકત સુરત શહેરમાં માલ વેરાની આવક વાર્ષિક રૂપીઆ તેર લાખ થતી હતી. અને અહમદાબાદમાં એક કરોડ ત્રીસ લાખ રૂપીઆ માલ વેરાની આવક થતી હતી.

(પુ. ૧ લું. પા. ૧૪૮.)

"બંગાળામાં ફકત હુગલી નદીમાંથી માલના ૫૦ થી ૬૦ વહાણ ભરીને દર વર્ષે વેપાર અર્થે હિન્દની બાહિર મોકલવામાં આવતા હતા. એક એક હઝાર માઇલને છેટેથી આ માલ હોડીઓ વાટે લાવવામાં આવતો હતો. આમાં અફીણ, મરી, સુંઠ, તંબાકુ અને કાપડ મુખ્ય હતાં."

(ભા. ૨જો. પા. ૨૧.)

કપ્તાન સાહબ લખે છે કે "હિન્દના આખા કિનારા ઉપર હિન્દીઓના વેપારી માલથી ઠેકાઠેક ભરેલા વહાણો ફરતા દેખાતા હતા."

(ભા ૧લો પા. ૪૫)

કયાં ગયા તે આપણા વેપારી વહાણો! આજે જ્યારે ધારાસભામાં એવો ઠરાવ લાવવામાં આવે છે કે હિન્દુસ્તાનીઓને નૌકા સૈન્ય તૈયાર કરવાની છૂટ આપવામાં આવે અને તેઓને નૌકા શાસ્ત્ર શીખવવામાં આવે, ત્યારે દબી ભાષામાં નાલાયક કહેવામાં આવે છે. પરંતુ અફસોસ છે કે અમારા ભૂત ઇતિહાસ ઉપર નઝર નાખવામાં નથી આવતી. અમે માત્ર એક ભૂલેયેલો પાઠ યાદ કરવા ઇચ્છીએ છીએ. જો અમે પાઠ ભૂલી જવાના કારણોનું વર્ણન કરવાને બેસીશું તો આ કાર્ય બહુ દુઃખદાયક અને વેદના ભર્યો થઇ પડશે.

અહિં સુધી તો અવરંગઝેબના કાળના હિન્દી વેપાર વણજનું વર્ણન કરવામાં આવ્યું છે. હવે હિન્દીઓની સુખાકારી અને પૈસાની રેલછેલનું વર્ણન સાંભળો. જો દૈનિક ઝરૂરીઆતો સોંઘવારી અને લોકોની સુખાકારી કોઇપણ રાજ્યની સફળતાની સાબિતી ગણવામાં આવી સકતી હોય તો, આ કહેવું અસ્થાને નથી કે અવરંગઝેબના સમયમાં હિન્દી પ્રજા છેકજ નચિંત અને સુખી હતી.

કપ્તાન હેમિલ્ટન સાહબ લખે છે કે "ગાયનું માંસ ત્રણ ફાર્ધિંગ એટલે થોડીક કોડીની કીમતે અર્ધો શેર વેચાતું.

(પુ ૧લું પા. ૧૬૧)

' એક ટન એટલે કેટલાક મણ મીઠું એક ક્રાઉનમાં વેચાતું હતું. જે લગભગ બે અથવા અઢી રૂપીઆની બરાબર થવા જાય છે."

(ભા. ૧લો પા. ૨૫૫)

"કોરો મંડલના કિનારા પર સાડાત્રણ આનામાં વીસ પાઉન્ડ માછલી મળતી હતી જે સ્વાદમાં સામન અને ટ્રાઉટ (નામની મશહૂર યુરોપી માછલીઓ છે.) ની બરાબર હોય છે, મળતી હતી."

(ભા. ૧ લો પા. ૩૭૯.)

"કટક શહેરમાં માખણ એક આનામાં એક પાઉન્ડ એટલે અર્ધો શેર મળે છે."

(ભા. ૧ લો. પા. ૩૯૨.)

"બે આનામાં એકસો માછલીઓ વેચાતી હતી, જે એવડી મોટી થતી હતી કે તેમાંની ફક્ત બે માછલીઓ એક માણસનું પેટ ભરવાને પુરતી છે."

"ઢાકા શહેરમાં દૈનિક જરૂરતની વસ્તુઓ એટલી પુષ્કળ અને એટલી સોંઘી મળી સકતી હતી કે આ સમેયમાં તેની કલ્પના કરવી પણ અઘરી પડે છે. અને શહેર બેહદ આબાદ છે."

(પુ. ૨ જું. પા. ૨૩)

એજ શહેર વિષે કપ્તાન સાહબ આગળ ચાલતાં લખે છે કેઃ—

"મ્હેં એક વિશ્વાસપાત્ર માણસ પાસેથી સાંભળ્યું છે, જેણે સરદીની મોસમ ત્યાં ગાળી હતી, કે ૫૮૦ પાઉન્ડ ચોખા એક રૂપીઆમાં મળે છે."

(ભા. ૨ જો. પા ૨૫)

"હરણ, સાબર, મોર આટલાં બધાં થાય છે કે લોકોના ઘરમાં કાંઇ બ્હીક વગર આવજા કરે છે."

(ભા. ૧ લો. પા ૧૨૪.)

"અમદાવાદ ધન સંપત્તિ અને કીર્તિમાં યૂરોપના મોટા મોટા નગરોથી ભાગ્યેજ ઉતરતું હશે. ફક્ત સુરત શહેરની આવક ૧૬૨૫૦૦ પૌંડ છે. અને અહમદાબાદની આવક તેનાથી દશ ગણી છે."

(પુ. ૧ લું. પા. ૨૬૬)

કપ્તાન હેમિલ્ટન અવરંગઝેબના સમયની સ્થિતિ નઝરો નઝર જોઇ કહે છે કે હિન્દમાં આ પ્રગતિ અને આ સંપત્તિ હતી.

"શિકારની પુષ્કળતા એટલી બધી હતી કે જર્મની અને ઇંગ્લાંડના મોટા અમીરો ફક્ત શિકાર રમવાને માટે આવ્યા કરતા હતા."

(ભા. ૧ લો. પા. ૨૬૦)

શું આજે આખા યુરોપના મોટા મોટા વિચારવંત પુરૂષો આમાં એક મત નથી કે દરેક રાજ્યની સફળતાની ઉત્તમોત્તમ સબિતી આ છે કે જે તેના અમલ હેઠળ રહેનાર ખુદાના બંદાઓ નાગા અને ભુખ્યા ન રહે. તેના અમલ હેઠળ વસનાર દરેક માણસને પેટ પુરતું ભોજન, શરીર ઢંકાય તેટલા વસ્ત્રો અને આશ્રય આપે એવું મકાન મળી જાય તો રાજતંત્રનો મૂળ હેતુ પાર પડી જાય છે. આજે સુધારા અને સંસ્કાર તરફ ઉપલક નઝર નાખવામાં આવે તો તે કાંઇ એટલા મહાન અને ઝળહળતા દેખાશે કે જોતા-

રની આંખ અંજાઇ જશે અને એવા મનમોહક અને સુંદર દેખાશે કે દિલ ડામાડોળ થઇ જશે, પરંતુ શોધક બુદ્ધિથી તેની આંતરિક દશાને દેખીશું તો ભરમ ફૂટી જશે કે દરેક યુરોપી સલ્તનત, માત્ર પોતાની રૈયતની ખાવા પીવાની ગોઠવણ સુધીજ પોતાનું કર્તવ્ય સમજે છે. ઇંગ્લાંડની લેબર ગવર્નમેન્ટ આ ગુંચ ઉકેલી રહી છે. અને મ્હને તો ઇ. સ ૧૯૨૪ ના યુરોપના મ્હારા પ્રવાસમાં એ માલમ પડી ગયું કે તે સમયે યુરોપવાસીઓ રૂપીઆ કમાવવાની ધુનમાં છે. નથી તેમને સત્યાસત્યની પરવાહ કે નથી તેમને વ્યાજબી કે ગયર વ્યાજબીની શર્મ, ખાસ કરીને તેઓ જ્યારે કોઇ પરદેશી જોડે વ્યવહારમાં પડયા હોય છે. ઠીક, આતો મ્હારું ઉપલકીઉં અવલોકન હતું, પરંતુ કપ્તાન સાહબનું સફરનામું વાંચવાથી એ રોશન થઇ જાય છે કે અવરંગઝેબના કાળમાં હિન્દવાસીઓ પોતાની ઝિંદગીની ઝરૂરતો ભેગી કરવા એટલા આકુળ વ્યાકુળ નહતા, જેટલા તેઓ આજે ખરેખર છે. પરંતુ દુન્યાની તે સમયની સ્થિતિને લક્ષમાં લઇએ તો તેમનો વેપાર ઔદ્યોગ, મલ દવલત અને સુખાકારી તે સમયમાં યુરોપના મુલકોને મુકાબલે ચઢીઆતી ન હતી, તો ઉતરતી પણ નહિજ હતી, હાલની ગરીબીને અવરંગઝેબના સમયની તવંગરી સાથે સરખાવો અને પછી લોકોના નચિંતપણાનો નિર્ણય કરો.

# પ્રકરણ ૫ મું.

## ન્યાય અને સુલેહશાન્તિ.

દરેક સલ્તનતનો આધાર ન્યાય ઉપર છે. અને મુસલમાનોના સાચા માર્ગ દર્શક હઝરત રસુલે ખુદા (સલ.) ની સોનાની રોશનાઈથી લખવા લાયક વાણી છે "કે ન્યાય અને કુફ્ર (અધર્મ) સાથે સલ્તનતની હસ્તી સંભવિત છે પરંતુ જુલ્મ અને ઇસ્લામની સાથે તે કદી ટકી શકવાની નથી." એજ કારણસર પ્રત્યેક ઇસ્લામી સત્તા પોતાની પ્રજા સાથે એક સરખી રીતે અર્થાત મુસલમાન કે બિન-મુસલમાનના ભેદ ભાવ વિના ન્યાયથી વર્તવું પોતાની સલ્તનતના દિર્ઘાયુનું કારણ સમજતી આવી છે. અને ઇસ્લામી ન્યાય શાસ્ત્રમાં ન્યાયાધિશોને એવી આજ્ઞા અપાય છે કે તેઓ મુસલમાન અને અમુસલમાન વચ્ચે પણ એવાજ નિર્ણયો આપે જે સમાનતા અને ઇન્સાફના નિયમ અનુસાર હોય. ન્યાય એ પવિત્ર ધર્મ બલકે ભક્તિ છે કે જેની આણ હેઠળ ધર્મ ભેદ કે જાતિભેદને કશું લેવું દેવું હોવું ન જોઇએ. ન્યાય ફકત બાદશાહો અને ન્યાયાધિશોનુંજ કર્તવ્ય નથી પરંતુ દરેક માણસનો ધર્મ છે કે એકમેકથી ન્યાય પૂર્વક વર્તે અને એકમેકથી ન્યાય મેળવે. અને જ્યાં લગી ન્યાય નહોય ત્યાં લગી જનસમાજનું એકત્ર થઇ જીવન ગાળવું સંભવિતજ નથી, ન્યાય સમાજનો આત્મા છે. કોઇ પણ સંસ્કારી કે રાજકીયતંત્ર હેઠળ માનવોના દિલમાંથી, એકમેકના હકોના રક્ષણનો વિચાર કાઢી નાખવામાં આવે તો તે સંસ્કાર તંત્ર કે રાજતંત્ર

એક પળમાં છિન્ન વિછિન્ન થઇ જશે. એમ તો ઇન્સાફ અને સહનશીલતા અને સહિષ્ણુતાની બધા દેશો અને કોમોને જરૂરત છે. પરંતુ જુદા જુદા સંસ્કારોમાં માણસોના પરસ્પરના હકોની ઝાંખી અને કલ્પના સ્થાનિક રીત રિવાજો અને લક્ષ બિંદુઓને અનુસરીને જુદી જુદી હોય છે અને તેની સાથે સાથે તેમનું ઇન્સાફ વિષેનું દૃષ્ટિ કોણ પણ જુદું હોય છે. હરેક પ્રજા ઉપર જ્યારે તેના પોતાના દૃષ્ટિ કોણ પ્રમાણે ઇન્સાફ થાય છે ત્યારેજ તે તેને ઇન્સાફ લેખે છે નિકર જુલ્મ; પછી સામાવાળાએ પોતાની સમજ પ્રમાણે ગમે તેવો ન્યાયી અને ખરો ફેસલો કેમ આપ્યો નહોય. ઉદાહરણ તરીકે જુઓ કે બે હઝાર વર્ષ ઉપરના હિન્દુકાળમાં એક ખાસ પ્રકારની સંસ્કારિતા પ્રચલિત હતી. તે અરસાના વિચાર અનુસાર હિન્દજનોની જરૂરતો તેમના સંસ્કાર અનુસાર હતી. તેમણે ધંધાઓની વહેંચણી કરી દીધી હતી. અને લગ્ન અને મરણ અને આ જીવિકા (ખાન પાનની હદ સુધી)ના બારામાં જાતિ, પેટા જાતિયોની લોહાની ભીંતોથી માનવ પુત્રોની વહેંચણી જુદા જુદા વિભાગોમાં એવી રીતે કરી દીધી હતી કે તે કાળના કોઇ હિન્દુ ન્યાયાધિશને જો એમ કહેવામાં આવે કે દૈનિક કારોબારના ફેસલા કરતી વખતે આ પ્રકારના જાતિ ભેદને દિમાગમાંથી કાઢી નાખેઃ જેમ કેઃ કોઇ નાયર કિંવા ક્ષુદ્રે કોઇ બ્રાહ્મણને અડી લીધો હોય તો તેણે કોઇ પણ ગુન્હો કર્યો ન કહેવાય. તો ઘણું કરીને તે ન્યાયાધિશ ઇન્સાફના આવા દૃષ્ટિ કોણને હસી કાઢશે. હિન્દુઓનો આ રંગ તેમની આરંભની સંસ્કારિતામાં હતો. ત્યાર બાદ જ્યારે મુસ્લિમ સંસ્કારનું આવાગમન થયું, તેણે હિન્દી સંસ્કારમાં ઠેક

ઠેકાણે નવા વિચારો મેર્યા, જેમની રૂએ સમાજના આચાર વિચાર બદલાઇ ગયા અને હિન્દુસ્તાનના વતનીઓમાં તે વર્ણાશ્રમનો યુગ બેઠો જે માણસોને એક પટ ઉપર લાવવાની કોશિશ કરે છે.

આ નવા સંસ્કારયુગે ન્યાયના દૃષ્ટિ કોણને પણ ઉથલાવી નાખ્યો. એથી જ્યારે આપણે કોઇ દેશના ન્યાય તંત્રની રીતભાત ઉપર તેના વ્યાજબીપણા કે નવ્યાજબીપણાનો ફતવો આપવા બેસીએ તો ન્યાય એનુંજ નામ છે કે આપણે તે કાળના આચાર, વિચાર અને સરકારોને દૃષ્ટિ સન્મુખ રાખીએ. એ નિમિત્તે જે ન્યાય આલમગીરના કાળમાં અપાતો હતો તે સબંધી નિર્ણય આપતી વેળા આપણે પણ એજ સિદ્ધાંત લક્ષમાં રાખવો જોઇએ; અર્થાત, તે સંસ્કાર કયો હતો અને તે કાળના આચાર વિચાર શા હતા?

અવંગઝેબના સમયમાં જો કે ટપાલની વ્યવસ્થા એટલે દરજ્જે સંપૂર્ણ કરી દેવામાં આવી હતી કે હિન્દુસ્તાનના દૂર દૂરના સ્થળોથી દિલ્લી સુધી પત્ર વહેવાર પહોંચાડવાને માત્ર આઠ દિવસજ લાગતા હતા અને દર પાચ પાંચ માઇલને આંતરે ખેપીઆઓ બદલી દેવામાં આવતા હતા (ભા. ૧ લો પા. ૧૪૯) છતાં, આગગાડી ન હતી, તાર ન હતા, સડકો આજના જેવી દશામાં નહતી, માણસો આજની હદ સુધી સેળભેળ થયા નહતા. એજ કારણે કપ્તાન હેમિલ્ટને ઘણી જગ્યાઓ ઉપર ખૂનીઓ અને ડાકુઓને અપાતી શિક્ષાઓના જે શબ્દ ચિત્રો દોર્યાં છે, તે આજે આપણને ભયંકર માઅલુમ પડે છે. પરંતુ તે ઝમાનાની સ્થિતિ અને હાજતોને લક્ષમાં લઇશું તો આપણને તેમાં કશું પણ નાવ્યાજબી દેખાશે

નહિ. કેપ્તાન હેમિલ્ટને તે વખતની ન્યાય કચેરીઓનું પુરૂં કાર્ય તંત્ર કે રચનાક્રમ આપણને દેખાડયો નથી. હા, સુરતના કાઝી વિષે એટલું લખ્યું છે ખરૂં કે તે લાંચીઓ હતો, અને ઘણું ખરૂં હુકમનામાની રકમોમાંથી દશ ટકા પોતાના હિસ્સા તરીકે હડપી જતો હતો. અને અમીરો અને શેઠીઆઓ તેની કચેરીમાં ગરીબોને ભુકામલે ઘણા ખગ દાવ મારી જતા હતા બનવા યોગ્ય છે કે સુરતના કાઝીનો આ રંગ ઢંગ હોય, જેનાથી દુન્યા આજે પણ મોકળી નથી. પણ આપણે તો એ જોવું રહયું કે સામટે સગ્વાળે અદલ ઇન્સાફની શી સ્થિતિ હતી? ન્યાય કરવાની પુરી વ્યવસ્થા હતી કે નહતી? આને માટે ઉત્તમોત્તમ ધોરણ એ છે કે દેશની આંતરિક સ્થિતિ ઉપર નઝર નાખવામા આવે શું તે ચિન્હો અને શુકનો સાફસાફ પ્રદર્શિત હતાં જે સાધારણ રીતે અને સર્વન્ન ન્યાયી વાતાવરણમાં દેખાય છે? શું હિન્દીવાનો પોન નો દુન્યવી કારભાર પુરી નિશ્ચિંતાઇથી ચલાવી સકતા હતા? ધાર્મિક છૂટછાટ જો, આપણે ઉપર જોયું તેવી હતી તો, અને વેપાર વણજ, ધન દવલત, નચિંતાન, કળા હુનર જો, આપણે ઉપર જોઇ ગયા એવા હ ા તો પછી, આ કહેવું ઠીક નથી કે આલમગીરી કાળમાં ઇન્સાફનો અભાવ હતો. આ ફળો અને પરિણામો, સુલ્હ શાન્તિ અને ઇન્સાફ, કદી કોઇ દેશને પ્રાપ્ત થતાં નથી, ત્યારે અવરંગઝેબના ઝમાનાની સ્થિતિ વિષે આ જે કંઇ લખ્યું છે તે બેશક તે સમયના ન્યાય અને શાન્તિનુંજ પરિણામ હતું. સફરજલના ઝાડ ઉપર સફરજલ પાકેલો દેખ્યા પછી પણ એમ કહેવું કે આ ઝાડ સફર જલનો નથી એ શું ઇન્સાફની વાત છે!

કપ્તાન હેમિલ્ટન સાહમે પોતાના સફરનામાની પ્રસ્તાવનામા લખ્યુ છે કે હિન્દુસ્તાનમા ન્યાયનો ઝરો શાન્તિ સાથે વહી રહયો છે. અને જો કે આ ઝરાના નિર્મળ પારદર્શક ધોધને કોઈ કોઇ વાર લાચના ઘાસપાત અને ધુળ ઢેફાથી મેલો અને ગદલો કરી મેલવામા આવે છે છતા તે કાળના એકદર ન્યાયના વાતાવરણનો નિર્ણય આ ટીકાકાર પ્રવાસીના ભાર ભર્યા શબ્દોમા શુ છે?

"પણ કાળા રંગના હિન્દીઓમા લાચ રૂશવત એનાથી વધારે પ્રચલિતતો નથી જેટલી ગોરી ચામડીવાલ ઓમા છે"

(ભા ૧ લો પા ૧૮. પ્રસ્તાવના)

અહિ ગોરી ચામડીવાનાઓની લાચખોરી અને અત્યાચારોનુ વર્ણન કીધા વિના કદાચ અવર ગઝેમના ઝમાનાની કદર અને ઇન્સાફની પુરી ઝાખી અને તુલના વાચકો કરી નહિ સકે, તેથી કપ્તાન સાહમ ા સફરનામામાથી કેટલીક ટાચણો આપુ છુ મી૦ વેલ્ડન નામના એક ગૃહસ્થ ઇસ્ટ ઇન્ડીના કપનીનો કારોબાર પાર ઉતારવા ઇગલિસ્તાનથી હિન્દુસ્તાન મોકલવામા આવ્યા હતા તેમની ચાલચલણ વિષે કપ્તાન સાહમ આ પ્રમાણે લખે છે —

"તેની ગવર્નરીનો અરસો બહુ ટુકા જેવો હતો પણ તેમાયે તેમણે લોકોને બેઝાર બનાવી પોતના ખીસા તર કરવામા મુદ્દલ કસર કરી ન હતી તેમની ક્રૂરતાનો એક ખાસ દાખલો આ છે કે એક ગરીબ ખલાસીની એક રૂપવતી સ્ત્રી હતી જે પોતાના ધણીની ગયર હાઝિરીમા કદી કદી ઓછુ વત્તુ પણ કરી બેસતી હતી. એક વેળા આ બાઇએ બે આર્માનિયનોને પોતાને ત્યા તેડયા. તેમ-

નામાં તેના સંબંધને લીધે હરિફાઇ ચાલી. રહી રહીને આ વાત ગવર્નરને કાને આવી. સાહબે પહેલાં તો બંનેને બોલાવી સ્હેજ મેથીપાક આપ્યો. પરંતુ જ્યારે તેમનામાંના એકે ગવર્નરને પાંચસો રૂપીઆનો ચાંદલો કર્યો ત્યારે તેમણે તેને આ સ્ત્રીનો બીજા કોઇની ભાગીદારી વિનાનો ધણી બનાવી દીધો અને તે તેને લઇને હુગલી પહોંચી ગયો. આ માણસ છડેચોક કહેતો હતો કે આ સાટામાં મ્હને આટ આઠલાના ખાડામાં ઉતરવું પડયું, અને તે આ ગવર્નરની પ્રસંશાના ગીતડાં ગાયા કરતો હતો. ગરીબ બાપડો તે બાઇનો ધણી જ્યારે પછો ફર્યો ત્યારે તેને પોતાની પરણેતરના વિયોગ ઉપર પરાણે ચુપ રહેવું પડ્યું. આટલું છતાં એમ લાગતું હતું કે સાહબને લાંચ લેવામાં કાંઇક લાજ આવતી હતી અથવા બ્હીક લાગતી હતી કારણકે તેમણે એવો નિયમ કરી નાંખ્યો હતો કે જે કોઇ આવા ચોકઠા બેસાડવા તેમની પાસે આવતા, તેઓ કહી દેતા કે મેમ સાહિબા અને બાબા લોક સાથે વાત કરો. અને તેમની મેમ અને મિસ ઘણીજ સફાઇથી મોટી મોટી રકમો પલઢાવી લેતી હતી અને નાણાં પણ તેમને દ્દસ્તે ઓકાવવ.માં આવતા હતા હું અહિં હિન્દુસ્તાનના બીજા સ્થળોના આવા પ્રકારની બળાત્કારી, લાંચખોરીના ઘણા દાખલા ટાંકી સકું છું, પરંતુ પુરાણા ઘાઓની ચામડી ઉતારવી ઇચ્છિત નથી.”

(ભા. ૨જો પા. ૧૦)

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના સત્તાવાળાઓની ઇન્સાફ વૃત્તિની આ દશા હતી. એકજ કિસ્સો નમુના રૂપે મ્હેં અહિં ટાંકયો છે. પરંતુ

એવા મંખ્યા બંધ બનાવો કપ્તાન હેમિલ્ટને પોતાના સફરનામામાં લખ્યા છે. હવે અવરંગઝેબની સુલેહશાન્તિ અને અદલ ઇન્સાફ સંબંધી જે વ્યવસ્થા હતી તે વિષે તેમના અભિપ્રાય સાંભળો. તેઓ લખે છે :—

" આ દેશની રૈયત કાયદાની અને ફરમાનોની એટલી બધી તો આધીન રહે છે કે ધાડો અને ખૂનોની ખબરો જૂજ જાજજ સાંભળવામાં આવે છે. કોઈ પણ પરદેશી આ દેશમાં આવે, ગમે ત્યાં ચલ્યો જાય, કોઈ પૂછતું સરખું એ નથી કે તું કયાં જાય છે અને શા માટે જાય છે ?"

(પુ. ૧ લું. પા. ૨૭૯)

આટ આટલું છતાં પણ કહેવામાં આવે છે કે શાહી ફરમાનોની કોઇ દરકાર કરતું નથી. આ શાન્તિ અને સલામતીનો મુકાબલો તે અશાન્તિ, ઝુલ્મ અને અન્યાય સાથે કરો જે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના અધિકારીઓએ હિન્દુસ્તાનના તે વિભાગ ઉપર વર્તાવ્યાં હતાં જે વેપાર અર્થે મુગલ બાદશાહોએ તેમને સોંપ્યો હતો. પણ એનું સવિસ્તાર વર્ણન આ પુસ્તકના નવમા પ્રકરણમાં કરીશ.

મી૦ જે. આર રોય સહજ લખે છે કે દરિયા ઉપર ચાંચીઆઓએ ત્રાહે ત્રાહે પોકરાવી હતી. પરંતુ મુગલ કાળની રાજ વ્યવસ્થાને શિરે એની જવાબદારી ઢોળતાં અગાઉ એટલું જોવું જોઇતું હતું કે એ ચાંચીઆઓ હતા કોણ? અને ચાંચીઆપણું ચલાવવાની છૂટછાટ તેમને શેને મળતી હતી? હકીકત એ છે કે

હિન્દુસ્તાનના કિનારાના ખાસ આ ચાંચીઆઓ હતાજ નહિ. પરંતુ તે ઝમાનામાં વિલાયતથી માંડી હિન્દુસ્તાન સુધી તેમજ બીજા પ્રદેશોના દરિયામાં કેટલાકે લૂટફાટનો ધંધો ધારણ કરી લીધો હતો. અને તેઓજ Pirates ને નામે ઓળખાતા હતા. કપ્તાન હેમિલ્ટને એમની નોંધ પણ પોતાના સફરનામામાં લીધી છે.

"ઇસ્ટ ઇન્ડીયા કંપનીના વહાણોના અફસરો પણ માર્ગમાં પ્રમંગોપાત ચાંચીઆ બની બેસતા હતા અને જે કંઇ વેપારી માલ રસ્તામાં હાથ લાગતો હતો તે લૂંટી ખાતા હતા."

(પુ ૧ લું. પા ૨૩૬)

"કપ્તાન ગ્રીન નામે એક અંગ્રેઝ એવી ડંફાસ મારતો હતો કે જેટલું જૂજ સામાન લઇને તે ઇગ્લાંડથી નીકળ્યો હતો તેટલું જૂજ કિંવા નામના સામાન સાથે અહિં આવવાની હિંમત ક્વચિતજ કોઇ શખ્સ કરી સકે તે દરિયાઇ ચાંચીઆઓ સાથે વેપાર કર્યા કરતો હતો, અને માર્ગમાં જે વહાણ તેને મળતા તેમને લૂંટી લઇ ત્યાં ડુબાડી પણ દેતો હતો. અને એજ પ્રમાણે તે પોતાના દહાડા કાઢતો હતો."

(પુ ૧લું પા. ૩૧૭-૧૮)

મ્હેં વેપાર વણજ વિષેના ચોથા પ્રકરણમાં દેખાડયું છે કે તે સમયમાં હિન્દીઓ યુરોપ સુધી વેપાર કરતા હતા. બનવા યોગ્ય છે કે ચાંચીઆઓ કોઇ કોઇ વાર રસતામાં ધમકીઓ આપી વહાણ લૂંટી લેતા હોય, જેવું કે હેમિલ્ટને સફરનામાના પહેલા પુસ્તકને

૨૧૫ મે પાને લખ્યુ છે પણ તેનાથી કઇ એમ સિદ્ધ થતુ નથી કે અવરંગઝેબ આ લટફાટ રેકવાની વ્યવસ્થા કરતો નહતો આવો અટકાવ પડેલા તો તે ઝમાનાની સ્થિતિ ઉપર નઝર કરતા દેખાય છે તેમ, માત્ર હિન્દુસ્તાનના કિનારા ઉપરની વ્યવસ્થા કરવાથી સકય નહોતો છતા બાદશાહની નૌકા સેનાનો કાફનો "ડડા રાજાપુર" મા રહેતો હતો એનો વડો કમાન્ડર સીદીખાન હતો જેના હુકમ હેઠળ ત્રીસથી ચાલીસ હઝારની એક ફોજ હતી

(ભા. ૧લો પા ૨૪૦)

તેથી એમ કહેવુ કે હિંદની સરકાર તરફથી ચાચીઆપણાના અટકાવમા ઉદ્દતાઇ દેખડાવામા આવતી હતી, એ ઇન્કાર નથી રહી મકતા કે નિષ્ફળતા તે કયા નર્મો હતી તેનો નિર્ણય તે સમયની સ્થિતિ ઉપર લક્ષ રાખીને કરવો જોઇએ, ખાસ કરીને જ્યારે ચાચીઆપણાના મુકાબિલા અર્થે તે કમાન્ડર પાસે તાપો પણ હતી એક વેળાએ ઝરૂર જણાતા આજ કમાન્ડર સીદીખાને જોત જોતામા ચાર મોટી તોપો કરોડગીસના એક મકાન ઉપર ગોઠવી દીધી જે મુમ્બઇના કિનારાથી માત્ર ૨૦૦ કદમનેજ છેટે આવેલુ છે ટુકમા રૈયતની પુરી રીતે સભાળ લેવામા આવતી હતી કપ્તાન સાહબે વીસ પચ્ચીસ વર્ષના પ્રવાસમા માત્ર એકજ એવા પ્રસંગનુ વર્ણન પોતાના પ્રવાસ-પુસ્તકમા એમ કર્યુ છે કે જેમા, હિન્દુસ્તાનના કિનારા પર ડાકુઓ જોડે તેમને મુકાબલો કરવો પડયો હતો એક કાફલા સાથે સુરત શહેર તરફ કપ્તાન સાહબ અને તેમના સહચરો અને નોકરો જઇ રહ્યા હતા, ત્યારે

કેટલાક ચાંચીઆઓના એક ટોળાએ જે હિન્દની સરહદ બાહિર બલુચિસ્તાનથી ઘણું ખરૂં આવ્યા કરતા હતા તેમણે કાફલાને રોકવા ઇચ્છ્યો. કપ્તાન સાહબ અને તેમના નોકરોએ ઘણી વીરતાથી મુકાબલો કરી તેમને નસાડી મેલ્યા. કાફલા ઉપર આ બહાદુરીની ગ ઢી છાપ પડી. ઉડતાં ઉડતાં આ સમાચાર સુરત શહેરમાં પહોંચ્યા અને કપ્તાન સાહબ લખે છે કે જ્યારે અમારો કાફલો સુરત નજદીક પહોંચ્યો ત્યારે શહેરના વાસીઓએ મિઠાઇઓ અને ભેરો સહિત મ્હારો સત્કાર કર્યો અને જ્યારે મ્હેં સુરતના સુબાની મુલાકાત કરવાની ઈચ્છા દર્શાવી તો તેમણે સાઝ સામાનથી મજજ થયેલા કેટલાક ઘોડાઓ અને અંગ રક્ષકો મ્હારા સન્માન માટે મોકલ્યા અને જ્યારે હું તેમની નઝદીક આવી પહોંચ્યો ત્યારે એટલો ભારે આવકાર આપ્યો કે નિયમ અને રૂઢિ વિરૂદ્ધ મ્હારી સવારીને પોતાના તંબુ લગી આવવાની પરવાનગી આપી. મ્હારા સઘળાં સર સામાન ઉપરના વેરા માફ કરી દીધા અને ખુદ પોતાની ઝાતે લશ્કરની એક ટુકડી લઇને ચાંચીઆઓને શિક્ષા આપવા ઉપડી ગયા."

(પુ. ૧ લું પા. ૧૧૯)

આટલી બધી ચીવટ અને ચોકસાઈનુ કારણુ ઘણું કરીને એ હતું કે કપ્તાન સાહબ કહે છે તેમ, અવંગઝેબનો શાન્તિ અને રક્ષણનો બહુજ આગ્રહ હતો. જ્યાં કદી કોઇ ઠેકાણે આવી રીતના બનાવો બનતા ત્યાં તેમની સઘળી જવાબદારી તે જગ્યાના સુબાને માથે નાંખવામાં આવતી. એક વેળાએ અવરંગઝેબને ખબર પડી કે "સુરતમાં ધાડ પાડવામાં આવી છે, તો બાદશાહે ફરમાન કાઢ્યું

કે શહેરની ચોગરદમ કોટ ચણી લેવામાં આવે.”

(પુ. ૧–નું પા. ૧૪૫)

એવા બનાવોનું પ્રસંગોપાત બનવું આશ્ચર્યકારક નહોય. અને કયા કાળમાં અને કયા દેશમાં આવા બનાવો નથી બનતા? અને આપણો ઝમાનો કયાં એવા બનાવોથી મોકળો છે? ખુબી એ જોવાની છે કે તે કાળમાં દેશની શાન્તિ, સલામતીની એ હાલત હતી કે આજ મુસાફર વેપારી પોતાનો સરસામાન અને માલ લઇને ૧૭ કહારોની પાલખીમાં બેસી કિનારાના શહેરોમાં અને મધ્ય હિન્દમાં વર્ષો લગી ફરતો રહ્યો પણ આ બે અપવાદો સિવાય કોઇ એવો બનાવ તેની જાણમાં કે અનુભવમાં ન આવ્યો જેને તે પોતાના સફરનામામાં લખે. દેશની આવી આતરિક દશા ઉપરથી અવરંગઝેબના કાળના ન્યાય, શાન્તિ અને સલામતી સંબંધી અભિપ્રાય બાંધી સકાય છે. હું એમ તો નથી જ કહેવા ઇચ્છતો કે અવરંગઝેબના કાળમાં સઘળા સત્તાધિકારીઓ પાલવો લાંચખોરીના ડાઘથી મોકળા અને કોરા હતા અથવા ધાડો કદી પડતી નહતી. ઇન્સાફના મામલામાં જ્યારે દવલત અને ગરીબાઇનો મુકાબલો થાય છે, તો લક્ષ્મી બાઇ ભિન્ન ભિન્ન વેશ ધારણ કરી આજે પણ મોટા મોટા ચમત્કારો દેખાડે છે. જે લોકો ચાલુ મુકદ્દમા બાઝીઓની ગુપ્ત કયફિયતોથી વાકિફ છે તેઓજ સમજી સકે છે કે આ ઝમાનામાં પણ, ઝુટા પુરાવાઓ તૈયાર કરવામાં અને કાયદાની સહાયતા મેળવવામાં ધનવાન પક્ષને રૂપીઆ કેટલી હદ લગી શકિતમાન બનાવી દે છે. અને સામાવાળો

નિર્ધન પક્ષ કેટલી લાચાર અને નિરાધાર અવસ્થામાં આવી પડે છે. અને એ રીતે એજ લક્ષ્મીબાઇ આજકાલ ઇન્સાફના કેવા કેવા ખૂનો કર્યે નથી જતી? ટુંકમાં લાંચ, રૂશ્વત અને ધાડ–ચોરી હમણા પણ બંધ નથી. આપણાં બાળકોને જે ઇતિહાસો શાળાઓમાં શીખવવામાં આવે છે, તેમાં "ઠગો" વાળુ પ્રકરણ અવશ્ય હોય છે. અને એવું કહેવામાં આવે છે કે ઠગોનો નાશ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના ઝમાનામાં ઓગણીસમા સૈકામાં થયો હતો. અને તેમ કરવાનું માન પણ કંપની મઝકુરનેજ આપવામાં આવે છે. પરંતુ ઇતિહાસોમાં દેશની તે શાન્તિ અને સલામતીનું નામ પણ લેવામાં આવતું નથી જે કંપનીના કાળ અગાઉ વ્યાપી રહી હતી અને જેનું વર્ણન કપ્તાન હેમિલ્ટને પોતાના પુસ્તકમાં કર્યું છે. ખરી ગિના એ છે કે દેશમાં ઠગોની આણુ તેજ વેળાએ પ્રસરી જ્યારે મુગલ સત્તાનો દવર છિન્ન ભિન્ન થઇ ચુકયો હતો. જ્યારે આ દેશના લોકોએ પોતાના અંગ્રેઝ રાજકર્તાઓને કહ્યું કે રાજસત્તાની લગામ પુનઃ તેમના હાથોમાં સોંપાવી જોઇએ તો ઘણી ખેંચતાણ પછી તેમને દ્વિમુખી સત્તા (Diarchy) આપવામાં આવી; જેને અંગે દેશની વ્યવસ્થાનો એક વિભાગ ચૂંટાયલા વઝીરને સોંપાયો અને બીજો વિભાગ સરકારના હાથમાં કાયમ રહયો. આ પ્રમાણે હુકુમત વહેંચાઇ ગઇ. અને એ વહેંચણીએ એજ વર્ષમાં કોલાહલ અને ધર્મપછાડ મચી ગયાં. બંને વિભાગોમાં મતભેદો શરૂ થયા, એજ વર્ષમાં અશાન્તિ અને વ્યાકુળતાના ચિન્હો દેખાવા લાગ્યાં, ડાયરકી નિષ્ફળ નિવડી અને દરેક દૂર અંદેશ માણસ

એજ કહેવા લાગ્યો કે ડાયરકી (Diarchy) થી રાજ્ય કરવાનો ખરો માર્ગ નથી. હવે તે ડાયરકી ઉપર દૃષ્ટિ કરો જે મુગલ બાદશાહો અને ધરંગ ઇન્ડીઆ કંપનીના અધિકારીઓ વચ્ચે વહેંચાઈ ગઇ હતી. દેશની તે વેળાએ શી સ્થિતિ હશે, જ્યારે રાજસત્તાનો દિવાની વિભાગ કંપનીના કબજામાં આવી ગયો હતો અને મહેસુલી વિભાગ મુગલ બાદશાહ પાસે રહયો હતો. એવા બે વિરોધી વચ્ચે સંપ સંભવિત નહતું, છતાં દેશ આખો અર્ધા સૈકાથી વધારે અરસા સુધી તે નૂતન અને નવી ડાયરકીના ફંડામાં જકડાયલો રહયો. આવી પરિસ્થિતિમાં લૂટમાર અને ધાડફાડ નહત તો શું હોત? અરે! જે જે કંઇ થાત તે ઓછું હતું. જ્યારે સત્તાની લગામ સંપૂર્ણ રીતે આ દેશના વતનીઓને હાથ હતી ત્યારે આવી અશાન્તિ કે ઢગ રાજ્ય નહતા; તે વખતે ઇન્સાફ હતો, શાન્તિ અને સલામતી હતી.

મ્હારા કાનૂની પેશાને અંગે સીંધના ઘણા પ્રગણાઓ અને ગામડાઓની મહેસુલી હકીકતનો અભ્યાસ કરવાની મ્હને તક મળી છે. એમાં ગામ અને પ્રગણાનો ભૂતકાળનો ઇતિહાસ પણ શામિલ છે. મ્હને ઘણી વાર એ દેખી અચંબો થતો હતો કે એક ગામ કે પ્રગણું પેઢીઓની પેઢીઓ સુધી એકજ કુટુંબની માલિકી અને કબઝામાં ચાલતું આવ્યું છે. મ્હેં એમ પણ જોયું કે કોઇ એક શખ્સે ત્રણસો કે ચારસો વર્ષ પૂર્વે જંગલનો કોઇ ટુકડો આબાદ કર્યો હતો, તેનીજ અવલાદના કબઝામાં તે ગામ સત્તાવનના બળવામાં પણ હતું. ભૂત કાળમાં જો અદલ ઇન્સાફ અને સુલ્હ શાન્તિ

નહોત તો કોઈ ગામનો નિરંતર ઇતિહાસ આ પ્રમાણે કહી હોત નહિ. આ કારણોને લઇને જેમ કોઇ માણુસ ચાલુ ઝમાનાને વિષે એમ કહી સકતો નથી કે સામટે સરવાળે આજે આપણામાં ઇન્સાફ નથી અથવા શાન્તિ અથવા સલામતી માટે કોઇ કશું કરતું નથી; તેજ પ્રમાણે અવરંગઝેબના કામ વિષે પણ એમ કહેવું કે ન્યાય નહતો કે શાન્તિ સ્થાપવાની કોશિશ કરવામાં આવતી નહતી, એ પણ ન્યાય ન'તી. "વેપાર ધંધાની વૃદ્ધિ અને માલ ધનની રેલછેલ"વાળા પ્રકરણમાં જે કાંઈ લખાયું છે તે સઘળું આલમગીરી કાળના અદલ ઇન્સાફ અને શાન્તિ સલામતીના પરિણામ રૂપજ હતું.

---



# પ્રકરણ ૬ ઠું.

## હુનર અને કળા.

ઇતિહાસ સાક્ષી પુરે છે કે જ્યારે કોઇ દેશમાં ન્યાય હોય છે ત્યારે સુલ્હ શાન્તિ અવશ્ય હોય છે. અને જ્યારે લોકો સુખી અને નચિંત હોય છે અને જ્યારે તેમને ખોરાક મેળવવાની બહુ ચિંતા નથી હોતી ત્યારેજ માણસનું દિમાગ હુનર કળા તરફ વળે છે. ગરીબ કવમ દુન્યા અને ધર્મ બેઉમાં ધિટકારાય છે.

"અલ ફુક્ર સવાદુલ વજાહ ફિદ્દારયન" (ગરીબાઇ ઉભય જગતમાં મોઢું કાળું કરે છે.) "પરાગન્દા રોઝી પરાગન્દા દિલ" વાળી ઉક્તિ જેમ એક વ્યક્તિ ઉપર બંધ બેસતી આવે છે તેવીજ રીતે કવમને પણ લાગુ પડે છે. હવે આપ જુઓ કે અવરંગઝેબના સમયમાં હિન્દની કળા અને હુનરની શી સ્થિતિ હતી? તેનાથી આ દેશની સુખાકારીની પણ તુલના થઇ સકશે.

કપ્તાન સાહબ લખે છે કે હિન્દુસ્તાનમાં ઉત્તમોત્તમ કપડું અને તે પણ પુષ્કળ જથામાં એવું મળતું હતું કે તેના જેવું યુરોપમાં મળવું અશક્ય હતું. પછી આગળ લખે છે કે અહિં રૂમાંથી એક કપડું વણવામાં અવે છે જે બહુ બારીક અને નરમ હોય છે, "તેના જેવું ટકાઉ કાપડ મ્હેં મ્હારી ઝિંદગી પર્યંત વાપર્યું નથી."

(ભા. ૧ લો. પા. ૧૨૫)

ઘણું કરીને આ ઢાકાની મશહૂર મલમલ હશે. આ ઉપરાંત કિનખાબ, છીંટ અને સાદા કપડા બનાવનાર એટલા બધા હતા કે બીજાપુર નગરમાંજ માત્ર ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ ૫૦૦૦૦ વણકરોને નોકર રાખ્યા હતા. લોકો સવાલ કરશે કે ત્યારે એ કળા કયાં અલોપ થઇ ગઇ ?

જે માણસોને આની તપાસ કરવી હોય તેઓ રામેશ્ચંદ્ર દત્ત આઇ. સી. એસ; સી આઇ. ઇ. પરલોકવાસીનું "ઇન્ડીઅન ઈકોનૉમિક હિસ્ટ્રી" વાંચે. દેશના ગર્વ સમાન આ બાબુ સાહબ એક વેળા ઓરીસામાં કમીશનરની પદ્દિ શોભાવતા હતા અને પાછળથી લંડન યુનીવર્સિટીની કોલેજમાં હિન્દના ઇતિહાસના પ્રોફેસર તરીકે વ્યાખ્યાનો આપતા હતા. તેમણે પોતાની દૃષ્ટિ નીચેથી પસાર થયલા સરકારી કાગળો ઉપરથી એ બતાવ્યું છે કે ઇંગ્લાંડના હુનર ઉદ્યોગને પ્રગતિ આપવાની ખાતર અને એ બીકથી કે કદાચ હિન્દનું કાપડ ઇંગ્લાંડની મંડિયો ઉપર કબજો મેળવી લે, ઇસ્ટ ઇન્ડીયા કંપનીના અધિકારીઓ હિન્દના વણકરો અને કળાનો નાશ કરવાની ઇચ્છાથી તરેહ તરેહના પ્રપંચો રમતા હતા. પહેલાં કંઇ રકમ આગ ઉપર આપી તેમને નોકરીમાં રાખી લેતા હતા અને પોતે ઇચ્છતા તે કામ તેમની પાસે લેતા હતા. જો કોઇએ કરારની વિરૂદ્ધ કાંઇ કર્યું કે તેને ટકટકી સાથે બાંધી નેતરથી શિક્ષા કરતા હતા અને તેમની આંગળીઓને જૂદી જૂદી જાતના દુઃખો પહોંચાડતા હતા. ૧૭મી માર્ચ ૧૭૬૬ને દિવસે જે સામાન્ય સૂચનાઓ ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ પોતાના અધિકારીઓ માટે કાઢી હતી તેનું

વાંચવું પણ દુઃખદ છે. આમની સભાની કમીટી આગળ ઇ. સ. ૧૮૧૩માં જે જુબાની સર થોમ્સ મનરોએ આપી હતી તેનાથી સાબિત થાય છે કે કંપનીના અધિકારીઓ પણ કારીગરોને ઢોરોની માફક એક જગ્યાંએ ભેગા કરી ઉભા રાખતા હતા. અને તેમના ઉપર પહેરો રાખતા હતા કે જ્યાં સુધી તેઓ કંપનીની ઇચ્છા મુજબના કરારો ઉપર સહી ન કરે ત્યાં સુધી તેમની જગ્યાએથી ખસવા પામે નહિ. મી૦ કોકમે જુબાની આપી હતી કે આ રીતિના કરારનામાથી બંધાયેલા વણકરોની સંખ્યા ફક્ત તેમનાજ એક કારખાનામાં ૧૫૦૦ હતી. કંપનીના જે કાયદાઓ ઇ મ. ૧૭૯૩ ના રેગ્યુલેશન એક્ટસને નમે ઓળખાય છે તેનું નિરિક્ષણ કરો. આ કાયદા મુજબ જે વણકરે કંપની પાસેથી આંગ ઉપર કશું લીધું હોય ત્યારે તેને બીજાનું કામ કરવાનો હક ન હતો. અને જે વણકર એકથી વધારે કારગાહ રાખશે તે તેને ભારે દંડ આપવો પડશે, અને ફવજદારી કેસ તેના ઉપર ચલાવવામાં આવશે. કંપનીના અધિકારીઓને તેમના ઘરમાં તેમની મરજી વિરૂદ્ધ પ્રવેશ કરવાની સત્તા પણ આપી દેવામાં આવી હતી. આ કાર્યવાહીનું પરીણામ એ નિપજ્યું કે ઇ સ. ૧૭૯૪ માં ફક્ત વાર્ષિક ૧૫૬ પાઉન્ડનું માલેતી કાપડ વિલાયતથી હિન્દમાં આવ્યું. ઈ. સ. ૧૮૦૩ મા એટલે માત્ર દશ વર્ષ પછી ૨૭૮૫૬ પાઉન્ડનું માલેતી કાપડ વાર્ષિક હિન્દીઓના શરીર ઢાંકવા વિલાયતથી આણવામાં આવ્યું અને ઇ. સ. ૧૮૧૩ માં એટલે વીસ વર્ષ પછી એક વર્ષમાં ૧૦૮૮૨૪ પાઉન્ડનું વિલાયતી કાપડ હિન્દમાં લાવવામાં આવ્યું. હવે તે વણકરો અથવા તેમની કારીગરી જે અવરંગઝેબના

સમયમાં હતી, તે કેવી રીતે હસ્તી ધરાવી શકે? આ સઘળા પુરાવા પરલોકવાસી રોમેશચંદ્ર દત્તના એકઠા કરેલા છે. આ તે સમય હતો કે જ્યારે મુગલ સલ્તનતની સત્તા છિન્નભિન્ન થઇ ચૂકી હતી અને વ્યવ્હારમાં કંપનીની આણ સાબિત થઇ ચૂકી હતી.

અવરંગઝેબના સમયમાં આ દેશની વણકર-કળા ઉંચાઇના શિખર ઉપર એવી તો ચઢી હતી કે આપણે ફકત આપણા દેશની ઝરૂરત પુરતાજ કપડા વણતા હતા એટલુંજ નહિ પણ બીજા દેશોમાં કાપડ નિકાસ કરીને દેશના ધનમાં વધારો કરતા હતા. આ તો ફકત કાપડ વણવાનું વર્ણન થયું. અવરંગઝેબના સમયમાં કપ્તાન સાહબ મુલતાન પણ ગયલા. ત્યાં ઘણાજ સારા તીર કાગઝ બનાવનારા કારીગરો તેમને મળ્યા. લોઢું પુષ્કળ જોયું, ત્યાં લગી કે વહાણો માટેના લોઢાના લંગરો પણ ત્યાંજ હાસલમાં આવતા હતા. (ભા. ૧ લો. પા. ૩૯૨.)

કપ્તાન સાહબે ગોલકુંડાના હીરાઓનું વર્ણન પણ કર્યું છે. સામાન્ય નિયમ છે કે જ્યારે દેશનો સુધારો ખૂબ વધે છે તો તેનું પ્રતિબિંબ તે દેશની ઇમારતો અને મકાનો ઉપર પણ તેવીજ રીતે પડે છે જેવી રીતે પ્રજાના પોષાક પહેરવેશ ઉપર, અયશ આરામની સામગ્રીઓ એવી હોય છે જેમાં માણસની ચાલાકી અને કારીગરી દેખાઇ આવે છે. બાંધકામ કળા વિષે તો ફકત એટલુંજ કહી દેવું પુરતું થશે કે આ તે સમય હતો કે હિન્દીઓ આગ્રા, દિલ્હી અને લાહોરની તે અલૈકિક ઇમારતો બાંધી પરવારી ગયા હતા, જેમાંની એક ઇમારત "તાજ બીબી"નો રોઝો છે, જે આજે પણ દુન્યાની અલૈકિકતાઓમાની એક તરીકે લેખાય છે, આ પ્રકા-

રની ઇમારતો બનાવનાર કારીગરો અવરંગઝેબના સમયમાં મવજુદ હતા અને તેમની મગઝ શકિતની ઝળક દક્ષિણ સુધી પહોચી હતી. દક્ષિણમાં, જ્યાં અવરંગઝેબે થોડો કાળ વિતાડયો હતો, ત્યાંની આસપાસની ઇમારતો જુઓ. અવરંગાબાદમાં અવરંગઝેબની પુત્રીની કબર, દવલતાબાદના કિલ્લાની નીચેની તે મસ્જિદ, તે ખંડેરો અને તે મિનારાઓનું નિરિક્ષણ કરો, જ્યાં આજે બોરબચ્ચાના શિકાર માટે લોકો જાય છે અને જેને જોઇને આ કડી યાદ આવે છે:—

અઝ નકશો નિગારે દરો દિવારે શિકસ્તા,
આસાર પદીદસ્ત સનાદીદે અજમરા!

મ્હારા પોતાના અમેઠી કસબામાં એક રોઝો છે જેના ઘુમટ પર, બાળપણમાં હું દૂરથી કેટલાક ટાઇલ્સ (લાદીઓ) એવા ચમકતા જોયા કરતો હતો, જેવા હવે યુરોપથી મિન્ટન ટાઇલ્સ આવે છે અને જે ત્યાંની કળાના ખાસ નમુના છે. અને જોશો તો આ તે વસ્તુ છે જેને અમે સૈકાઓ થયા શોધી ચાલુ કરી દીધી હતી

જો અવરંગઝેબના સમયની ઇજનેરી કળાની બીજી શાખ જેવી હોય તો દક્ષિણમાં અવરંગાબાદના પુરાતન વોટર વર્ક્સને જુઓ. આજે પણ લોકો આશ્ચર્યચકિત છે કે તે કયો ઝરો છે, અને કઇ યુકિત છે, જેને પ્રતાપે ભોંય તળીએથી મોટાં મોટાં નાળાં બનાવી મીઠા પાણીની જાણે નદી વહેવડાવી દીધી છે; જેણે અવરંગાબાદની વસ્તીને ફકત પાણીની પુષ્કળતા આપી દીધી હતી એટલુંજ નહિ પણ બાગો, નહેરો, હોઝો, અને ફુવારાઓથી સ્વર્ગનું દૃષ્ય ખડું કરી દીધું હતું. સ્ટોનબ્રિજ સાહબે,—જેઓ દક્ષિણ હયદરાબાદના

પાણીખાતાના ઇજનેર હતા, ખુદ તેમણે-મ્હને કહ્યું હતું કે આજે જો અમે આના કરતાં પાણીની વધુ સારી સપાટી બનાવવા માગીએ તો તે મુશ્કિલ છે., તેઓએ કબુલ્યું હતું કે અવરંગાબાદ માટે એનાથી વધુ સારી પાણીની વ્યવસ્થા કરવી આ સમયમાં પણ મુશકિલ છે. તેઓ બળાપો કરતા હતા કે તે ઇજનેરી કળા જે, પાણીનું આવું બાંધકામ બનાવી ગઇ તે હવે હિન્દમાંથી નખુદ થઇ ચુકી છે....................આ પાણીના ભંડારની કયફિયત એવી છે કે એક જગ્યાએ ફક્ત એક ઘણો ઉંડો કુવો છે, જેમાં ઝાંખવાથી એક ઝરો નઝરે પડે છે. અહિંયી એક પાકો અને ઉંડો નાળો વહે છે જેમ જેમ આ નાળો શહેર ભણી વધતો ગયો છે તેમ તેમ પાણી પણ વધુ અને વધુ પ્રમાણમાં થતો જાય છે. શહેરની નઝદીક પહોંચતા આમાથી પાકી નાળીઓ કાઢવામાં આવી છે અઢીસો વર્ષ થયાં છતાં આજે તેજ નાળીઓ દ્વારા શહેરને પાણી મળે છે. પરંતુ તેને મરામ્મત અને ટાપટીપ કરવામાં આ સમયના ઇનજનેરો બહુ કંટાળે છે. કારણ કે આ કામ ગુંચવણ ભરયું છે. આવા પ્રકારના બુદ્ધિને દિગમૂઢ કરનારા પાણીના બાંધ કામો અવરંગાબાદમાંજ ન હતા પરંતુ મ્હેં તેના ચિન્હો બીડ અને બીદર જેવા દૂર દરાઝના સ્થળોએ પણ જોયા છે, જો કે ત્યાં હવે અવરંગાબાદ પેઠે વપરાતી સ્થિતિમાં નથી, ઉજ્જડ અને વેરાન થઇ ગયા છે.

કોંતન સાહબ લખે છે કે:—

"સિંધુનું હૃદ્રા શહેર સિંધુ નદીથી બે માઇલ દૂર છે. નદીમાંથી નાળાઓ અને નહેરો દ્વારા શહેર અને શહેર બાહિરના બાગોમાં

પાણી પહોંચાડવાની વ્યવસ્થા કરવામાં આવી છે."

(પુ. ૧ લું. પા. ૧૨૧)

શું આ બધા પુરાવાઓ સ્પષ્ટ સાબિતી નથી આપતા કે અવરંગઝેબના કાળમાં હુનર ઉદ્યોગ અને બીજી કળાઓ ઉચ્ચતાની છેવટની ટોચે પહોંચી હતી અને તે વખતે ઘણું કરીને યુરોપને હિન્દુસ્તાન ઉપર તેજ અદેખાઇ હતી જે હુનર ઉદ્યોગને માટે આજે હિન્દને યુરોપ ઉપર છે?

ઇ. સ. ૧૯૨૪ બ્રિટિશ સરકાર તરફથી ઇંગ્લાંડમાં ભરાયેલ હુનર ઉદ્યોગના શાહી પ્રદર્શનની એક ખાસ ઇમારતમાં હિન્દની કળાનો નમુના પણ બતાવવામાં આવ્યા હતા. મ્હને જ્યારે કોઈ અંગ્રેજે તે નમુનાઓ ।। વખાણ મ બતાવ્યા તો મેં તેને પૂછ્યું; "શું આ પ્રદર્શનના હિન્દી વિભાગમાં એવી કઇ વસ્તુ છે જેને અમારું હિન્દ આજથી સો વર્ષ પહેલાં નહતું બનાવી સકતું?" અમને એ બતાવે છે કે કળાના મયદાનમાં હિન્દુસ્તાની ભેજાંઓએ ગયા એક સૈકાને મુકાબલે હમણાં શું વધારે પ્રગતિ કરી છે.....................વખનોની ચિકન, ફર્રૂખાબાદના પરદા, દિલ્લી અને આગ્રાનું આરમનું કામ મુરાદાબાદના વાસણ, કાશ્મીરની શાલો, આ બધી વસ્તુઓ જે અમે પ્રદર્શનમાં જોઇ રહ્યા છીએ, તે પહેલાં કરતાં સારી નથી, જે ગત સૈકામાં બનાવી સકતા હતા, બલકે સત્યે તો મેં કાશ્મીરમાં એવી પુરાણી શાલોના નમુના જોયા છે, જેના ચિત્રો આજ કાલ ઇંગ્લાંડના છાપાઓમાં પ્રદર્શનના પ્રચારને અર્થે પ્રસિદ્ધ થઈ રહયા છે.

બીજા દેશો, દાખલા તરીકે કેનેડા અને ઓસ્ટ્રેલીઆ વગયરહના જે વિભાગો આ શાહી પ્રદર્શનમાં છે, તેમા અને હિન્દી વિભાગમાં મોટો

તફાવત એ છે કે આ નવી પ્રજાઓની, પ્રદર્શનમાં કોઇ એવી વસ્તુ દેખાતી નથી જેને તેઓ એવી સફાઇ અને જયામાં આજથી પચાસ વર્ષ પૂર્વે બનાવી સકતા હોય. એનાથી ઉલટું અહિં હિન્દી વિભાગમાં કોઇ એવી વસ્તુ નહીં દેખાતી કે જેને હિન્દી દિમાગોએ હમણા શીખી હોય અને જેને તેઓ સો વર્ષ પૂર્વે બનાવી સકતા નહોય. મૂળ વાત કા તો એ છે કે, અમે ઘણી કળાઓ ભૂલી ગયા છીએ કાંતો અમને બળાત્કારે ભૂલાવી દેવામાં આવી છે. અવરંગઝેબના સમયમાં જે મલમલ ઢાકામાં બનતી હતી તે આજે કયાં છે? કયાં છે તે પોલાદ જે હિંદુસ્તાનને નામે લંડનના બજારોમાં વેચાતો હતો? તે છીટ કયાં છે જેનુ વર્ણન કપ્તાન હેમિલ્ટને કર્યું છે? તે ઝરબફત કયાં છે જેનું પોષાક કંપનીને સુરતના વાનીએ અવરંગઝેબનુ શાહી-ફરમાન સંભળાવતી વખતે દેશના શાહી રિવાજ પ્રમાણે બખશ્યું હતું. અને જેનું વર્ણન બીજે પ્રસંગે કરીશ!

અમારો એ કહેવાનો હેતુ નથી કે વર્તમાન સરકાર તરફથી અમને કંઇ પણ ફાયદો નથી થયો કોઇ પણ પ્રજાથી પહોચેલ લાભો તરફ આંખ મિચામણા કરવા તે એક નૈતિક પાપ છે જેથી કરીને છેવટના પ્રકરણમાં તે લાભોનો સ્વિકાર કરીશું જે હાલની સરકારથી અમને થયા છે. પરંતુ આ પ્રસંગે અમને અવરંગઝેબના સમયની કળા અને હુનર દેખાડવાં હતાં અને તેથી સંખિપ્ત સરખામણી અનિવાર્ય હતી.

કદાચ કેટલાક લોકો એમ વિચાર કરશે કે આજે હિંદુસ્તાનમાં રેલ્વે ચાલે છે, મોટરો દોડે છે, ઠેક ઠેકાણે હવાઇ વિમાનો પણ ઉડી

રહ્યાં છે, આ બધું અવરંગઝેબના સમયમાં કયાં હતું ! અમે ઇચ્છીએ છીએ કે આ વસ્તુઓ અમારી માનસિક પ્રગતિના પૂરાવા તરીકે લેખી સકાય પણ અમે તો આજે દિવાસળી અને બુટપોલીશ જેવી નજીવી નજીવી વસ્તુઓના પણ મુહતાજ થઇ ગયા છીએ. દશા આજે એ થઇ પડી છે કે જુદાં જુદાં ઉદ્યોગો, અને હુનર અને કળાઓ શીખવાને માટે અમે બીજી પ્રજાઓના મ્હોઢાં જોઇ રહ્યા છીએ. કોઈ કહે છે કે ફ્રાંન્સ જાઓ, કોઇ કહે છે કે જર્મની જાઓ ત્યાંના લોકો શીખવવામાં આનાકાની કરતા નથી; કોઇ કહે છે કે કદાચ જાપાન ને એશિયાઇ લાગણી હશે; કોઇ કહે છે કે ન તો આ જીવિકાનો સવાલ છે, હુનર ઉદ્યોગ તમને કોઇ શીખવશે નહિં, તમે પોતેજ પોતાના વિસરાયલા પાઠ ફરીથી યાદ કરો અને રેંટીઆની બારાખડી થી બિસ્મિલ્લાહ બોલો ઈંગ્લાંડના અમે આભારી છીએ કે કેટલીક શાખાઓ શીખવવાને માટે તેણે પોતાની મોટી મોટી યુનીવરસીટીઓના બારણા પણ અમારા વિદ્યાર્થીઓની એક નિર્મિત સંખ્યા માટે ઉઘાડી દીધા છે. પરંતુ લાચાર છીએ અને કહેવું પડે છે કે આપણા દેશના વિદ્યાર્થીઓને હુનર અને ઉદ્યોગની કેળવણી આપવામાં ઇગ્લાંડ આનાકાની કરી રહ્યું છે જેની શિકાયત હવે કેવળ સામાન્ય થઇ પડી છે અને જેથી, કરીને અવરંગઝેબના સમયમાં જે ધન દવલત મવજુદ હતી તે પાછી જોવામા આવે. એ દવલતની સ્થિતિ કપ્તાન હેમિલ્ટન સાહબના અવલોકન પ્રમાણે કેવી હતી તે આપણે ચોથા પ્રકરણમાં જોઇ ગયા છીએ કે એકજ હિન્દી વેપારીની પુંજી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની કુલ વેપારી પુંજી બરાબર હતી.

# પ્રકરણ ૭ મું.

## પરોણા ચાકરી.

કપ્તાન હેમિલ્ટનની મુસાફરીનું વર્ણન વાંચવાથી માલમ પડે છે કે અવરંગઝેબના ઝમાનામાં પરોણાચાકરીમાં ઘણુંખરૂં એશીઆઇ ચરિત્ર મવજુદ હતું. જ્યાં જ્યાં તેમણે મુસાફરી કરી, હિન્દીઓની પરોણાચાકરીએ તેમના મનપર ગાઢી છાપ પાડી. દાખલા તરીકે બંગાલ ઇલાકામાં એક જગીરદારની સરહદમાંથી તેમની પાલખી પસાર થઇ, ત્યારે તે જાગીરદાર તો શિકારે ગયા હતા, પરંતુ શિકાર છાવણીમાંથીજ આમંત્રણ પત્રિકા મોકલી આપી. જેને વિષે કપ્તાન સાહબ લખેછેઃ—

"જ્યારે હું ત્યાં પહોંચ્યો તો તે અમીર શિકારે ગયેલ હતા. મ્હને સલામ સાથે એ સંદેશો મોકલ્યો કે તેઓ મ્હારી સાથે મુલાકાત કરવા ઇચ્છે છે. મ્હેં બ્હાનું કરી દીધું કે મ્હને સંધિવા થયો છે મ્હારા બ્હાનાને તેમણે વિ । સંકોચે કબુલ કર્યું અને મ્હારા ખાવા માટે ખાસ ચકલીઓના માંસનો તળેલો શાક મોકલી આપ્યો. બીજે દિવસે શહેરના ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થો મ્હને મળવા આવ્યા અને પોતાની ઇચ્છા દર્શાવી કે જ્યાં સુધી ત્યાંના અમીર પાછા ફરે ત્યાં સુધી હું ત્યાંજ રહું. પરંતુ મ્હને ઝરૂરી કામ હતું એટલે યોગ્ય શબ્દોમાં તેમનો આભાર માની ત્યાંથી રજા લીધી."

(ભા. ૧લો પા. ૩૮૭)

પશ્ચિમની રીતભાત અનુસાર કોઇ ઝાનનું Introduction એટલે ઓળખાણ પિછાણ થયા વિના બે સભ્યો વાત સુધાં કરે તે ઠીક ગણાતુ નથી, આગના સ્વાગતા તો બાજુએજ રહી. એક બીજી જગ્યાએ કપ્તાન સાહબ લખે છે કે જ્યારે કાનાનુરની મરહદમાં પ્રવેશ કર્યો તો ફકત પરોણાચાકરીના હેતુથી ત્યાંના અમીરની પત્નિ જે શાહઝાદી હતી તેણે પોતાને હાથે પાન અને શરબત આપ્યુ.

(પુ. ૧ લું. પા ૨૯૫.)

એક બીજા અમિરને જ્યારે કપ્તાન સાહબે થોડું કાપડ, ગલીચા અને બે બંદુકો ભેટ તરીકે મોકલી, ત્યારે તે એટલો બધો ખુશી થયો કે તેણે તરતજ પોતાના હાથના કાંડામાંથી એક રત્નજડિત ઘરેણું ઉતારી કપ્તાન સાહબને પહેરાવી દીધું અને પોતાની હદમાં તેમને વિના સંકોચે મુસાફરી કરવાની છૂટ આપી.

(ભા. ૧લો. પા. ૩૦૨)

ન્યાય અને સુહ્રદ શાન્તિના પ્રકરણમાં અમે લખી ગયા છીએ કે જ્યારે કપ્તાન સાહબ એક કાફલા સાથે સુરત પહોંચ્યા ત્યારે ત્યાંના લોકોએ આગતા સ્વાગતા કેવી રીતે કરી અને જ્યારે સુરતના સુબા સાથે મળવા ગયા ત્યારે તેણે કેટલા ખુલ્લા મને તેમનો આદરસત્કાર કર્યો. તે વેળાએ તેમની મેઝબાનીની માટે સુબાએ એક ગાય, પાંચ ઘેટા, પાંચ બકરીઓ, વીસ મરઘીઓ, પચાસ કબુતર, અને પુષ્કળ મિઠાઈ અને ફળ મોકલ્યાં.

(ભા. ૧ લો પા. ૧૮ ૧૨૦, ૧૯૦)

કપ્તાન સાહબ ફરી લખે છે કે હિન્દવાસીઓ કંપનીના અધિકારીઓની બહુ ઇજ્જત કરે છે અને ઘણી વેળાએ જ્યારે આ અંગ્રેજો શિકાર રમવા જાય છે ત્યારે ત્યાંના પ્રતિષ્ઠિત હિન્દીઓ પોતાના નોકર ચાકરો, હથિયારો અને વાજ્નગાજા સહિત તેમની સાથે જાય છે. (પુ. ૧ લું પા. ૨૬૩)

આ પરોણાચાકરી એશિયાઇ ચરિત્રનો એક વિભાગ છે અને ઘણું કરીને પુરાતન કાળમાં અરબ દેશ બીજા સઘળા એશિયાઇ દેશો ઉપર આ બારામાં સરસાઇ ભોગવતો હતો.

"અકરમુ દયફ્‌કુમ લવકાના કાફિરન અવ અજનબૈયા"—

(પોતાના અતિથિની આગતા સ્વાગતા કરો તે કાફિર કે પરદેશી કેમ ન હોય.)—અરબોનો મુદ્રા લેખ છે. કપ્તાન સાહબે પોતાના સફરનામામાં અરબસ્તાનના કિનારાનો એક બનાવ લખ્યો છે જે મ્હને ઘણો રસીલો લાગે છે. અરબસ્તાનના કિનારા ઉપર કોઇ જગ્યાએ તેમના વ્હાણમાં પાણી ભરાયું. કપ્તાન સાહબને લંગર નાંખવાની ફરજ પડી. ત્યાં જોયું તો રણમાં કેટલાક જંગલી અરબો તંબુ નાંખીને પડયા છે, જાણે તેઓ આ વહાણની વાટ કેમ ન જોઇ રહયા હોય. આ અરબો મદદ માટે તરતજ દોડી આવ્યા. પહેલાં પોતાનું મહેનતાણું અગાઉથી પતાવી લેવાની ઇચ્છા બતાવી. કામ એ હતું કે વહાણમાંથી સઘળો સામાન કાઢી કિનારા પર એકઠો કરી દેવો જેથી વહાણ હલકું થઇ જાય અને તેને દુરસ્ત કર્યા પછી પાછો સઘળો સામાન ચઢાવી દેવો અને તે દરમ્યાન સામાનની પૂરી સંભાળ પણ લેવી. કપ્તાન સાહબ પહેલાં તો ડર્યા

કે કદાચ આ લોકો વહાણુ લુંટી ન લે. પરંતુ સાહબ બહાદુર લંગર નાંખવાને લાચાર હતા; નહિં તો વહાણુજ ડુબી રહયો હતો. છેવટે એ નકકી થયું કે સઘળા માલના બે સરખા ભાગ કરી એક ભાગ તેઓને મહેનતાણા તરીકે આપવામાં આવે. આ ઠંબુલાત થઇ ગયા પછી અરબોએ કહયું કે ધંધા મઝદુરીની વાતચીત અને કોલ-કરાર ખલાસ થઇ ગયા, હવે તું અને તારા સાથીઓ અમારા પરોણા તરીકે રહેશે. કપ્તાન સાહબને આ જંગલી અરબોની પરોણા ચાકરી ઉપર આશ્ચર્ય થતું હતું. પણ આ તો એશિયાઇ પરોણા ચાકરીનું એક સામાન્ય સ્વરૂપ છે. કપ્તાન સાહબને એનો પણ નવાઇ હતી કે તેઓ આ રણમાં અગાઉથીજ તબુઓ નાંખીને કેમ પડી રહયા હતા. પૂછવાથી માલુમ પડયું કે તે અરબોના પીરે અગમ-ચેતી કરી હતી કે ફલાણે ઠેકાણે એક વહાણના મુસાફરો દુઃખમાં આવી પડશે. તમે તેમની મદદ કરજો. અને તેમની સાથે બુરૂં વર્તન કરશો નહિં. આ ઉપરથી માલુમ પડે છે કે તે સમયના અરબો જાદુ ઉપર આસ્થા રાખતા હતા. કપ્તાન સાહબે પોતાના સફરનામામાં આ અરબોનું આગળથી ત્યાં આવી વસવું જાદુને લઇને હતું એમ દેખાડયું છે. કપ્તાન સાહબે જે ખાસ વર્ણન હિન્દુસ્તાન વિષે અવરંગઝેબના સમયનું કર્યું છે તેના ઉપરથી માલુમ પડે છે કે તે વખતે હિન્દવાસીઓ પણ પરોણાચાકરી અને મુસાફર સેવાના ધર્મમાં પોતાના પાડોશની કોઇ પણ એશિયાઇ પ્રજાથી પાછળ હઠે તેવા નહતા. યુરોપનો અર્વાચીન સુધારો જ્યાં આપણને કેટલીક સારી વાતો શીખવે છે, ત્યાં તેની સાથે સાથે આપણા

પુરાતન સુધારાની કેટલીક સારી વાતો ભુલાવી પણ રહ્યો છે. હિન્દમા આ વિસરાઇ ગયેલા ગુણોમાનું એક, પરોણાચાકરી છે અમે એમ નથી કહેતા કે યુરોપમા પરોણાચાકરી નથી પરંતુ એશિયા અને યુરોપની પરોણાચાકરીમાં ભારે ભેદ છે યુરોપમા કુટુંબ અને કુળનો દ્રષ્ટિબિંદુ, વ્યકિત અને કુટુંબની પરસ્પર ફરજો અને જવાબદારીઓનો વિચાર, અંગત ચેનચમનને બનતા લગી વધારે સરસાઈ આપવાની ટેવ, દૈનિક જરૂરતો, આજીવિકાની રીતભાત, ઘરના ઓરડાઓની ગોઠવણ, હોટલોમા ઉતરવાની અને વસવાની ટેવ, ઘરોની અછત, ધીરજ વગરની, જડ સત્કાર ઉપર હદ પારની ઉત્કટતા, આત્મિક પ્રગતિ ઉપર હદપારની ઉદ્ધતાઇ, આ સઘળી તે વસ્તુઓ છે જેને પરિણામે એશિયા અને યુરોપની જીવન પદ્ધતિ અને સુધારામા ઉત્તર દક્ષિણનો ભેદ છે, જાણે એશિયા અને યુરોપ એકમેકથી કેવળ નોખી બે દુન્યા છે મ્હારા વિચાર પ્રમાણે એશિયા અને યુરોપની પરોણાચાકરીમા જે તફાવત હતો અને છે, તે એવીજ જાતના વિરોધ અને તફાવતને કારણે હતો જેની તરફ મ્હેં ઇશારો કર્યો છે. પણ જેમ જેમ આ વાતોમા તફાવત ઓછો થતો જાય છે તેમ તેમ અને તેજ પ્રમાણમા બંને મુલકોની રીત ભાતમા નિકટતા આવતી જશે આથી એમ ન માનવુ જોઇએ કે યુરોપવાસીઓમા માનુષી લાગણી ઓછી છે અથવા તેમનામા પરોપકારનો ગરજ નથી માનવ પુત્રોને આરામ પહોંચાડવા અને તેમના દુખો ઓછા કરવાને યુરોપમા જે સંસ્થાઓ, દવાખાનાઓ અને એવી બીજી મદદકારી મંડળીઓ અગણિત સંખ્યાબંધ મોજુદ છે તે સાબિત કરે છે કે માનવ જાતિને મદદ કરવાના કાર્યમા

યુરોપવાસીઓ મોટો ભાગ લઇ રહ્યા છે. યુરોપવાસીઓનો તિરસ્કાર કરવો અમે એક નૈતિક દોષ સમજીએ છીએ, છતા પરોણાચાકરીના મળધમા અમારા અને યુરોપવાસીઓના સુધારામા હમેશા તફાવત રહ્યો છે. દાખવા તરીકે લંડનની સ્થિતિ એ છે કે જો કદાચ કોઇના ઘરમા એકાદ ઓરડો પણ ખાલી થઇ ગયો તો તેનો છવ તરતજ ઉચાટ થઇ જાય છે અને તરતજ તે "Paying guest" (ખરચો આપનાર મહેમાન) ની સગવડના મથાળા હેઠળ કોઇ દૈનિક છાપામા જાહિરખબર આપી દે છે ત્યા હજારો માણુસો આ જાતના પરોણાઓની મદદ ઉપર જીવનનો ગુઝારો કરે છે આવી સ્થિતિમા જો બાપને ત્યા પોતાનો કમાઉ પુત પણ અચાનક આવી ચડે તો ઘરમા જગ્યા મળવી મુશકિલ થઇ પડે છે અને તેને કોઇ બીજા ઘરનો "Paying guest" બનાવવામા આવે છે. આનો અર્થ એમ તો નથીજ થતો કે ત્યા બાપ અને બેટાને ચાહ નથી હોતી, ઘણી હોય છે પણ તેમનો સુધારો, તેમની સામાન્ય જરૂરતો અને તેમની ઝિંદગીની પ્રવૃત્તિયો આવી રીતભાત ઉપર તેમને લાચાર કરે છે એશિયાનો સુધારો હમેશા એથી ઉલટો રહયો છે, અહિં પરોણાચાકરીને એક ધાર્મિક ફરજની પદ્દિ અપાઇ ગઇ છે અમારી સમાજમા એક બે બનાવો જગજાહીરીએ ચઢી ગયા છે અને જેને લોકો હસીમા વારવાર ટાંકે છે એક હિન્દુસ્તાની, હાઇ કોર્ટના જડજ હતા, જેમની પૂરી કેળવણી લડનમા થઇ હતી. તેમના બાપે એક દિવસે તેમને ખબર આપી કે હુ આવું છુ. જડજ સાહેબે તરતજ તાર કર્યો કે ઘરમા જગ્યા નથી, ઝરા હોટેલમા બદોબસ્ત થઇ જાય એટલે પધારજો !

એક હિન્દી બેરિસ્ટર વિલાયતથી તાઝા પધાર્યા. બાપ સ્ટેશન પર લેવા ગયો. લોકો કહે છે કે બેરિસ્ટર સાહબ હોટલના રહેઠાણને વધુ સગવડ ભરેલો સમજી સ્ટેશનપરથી સીધા હોટલે પધાર્યા અને સામાન વગયરહ ત્યાં મૂકીને પછી પોતાની માને મળવા ઘેર ગયા. બનવા યોગ્ય છે કે આ બનાવોમાં કંઇક અતિશયોક્તિ હોય અને લોકોએ મીઠું મરચું ભભરાવ્યું હોય. પરંતુ આ બેઉ દાખલા ટાંકવાનો મ્હારો હેતુ માત્ર એજ હતો કે સંસ્કાર બદલાવવાથી એક પ્રજાની પુરાણી ટેવો અને રીત ભાતોમાં મહાભારત પરિવર્તન થઇ જવો સંભવિત છે. આપણે આપણા પુરાતન સંસ્કારોના સારા સારા ગુણો આમ ખોઇ ન બેસયા હોત તો કેવું સારૂ થાત. પ્રજાની ટેવો સુધારતાં વાર લાગે છે, બગડતાં કાંઇ વાર લાગતી નથી. એજ કુદરતનો અટલ નિયમ છે.

---

# પ્રકરણ ૮ મું.

## યુરોપીયન વેપારીઓ સાથે અવરંગઝેબનુ વર્તન.

શું અવરંગઝેબે અંગ્રેજો અને ડચોને વેપાર કરવો મુશકિલ કરી દીધો હતે ? આ સવાલનો જવાબ ગી૦ જે. આર. રેગે હકારમાં આપ્યો છે. પોતાના અભિપ્રાયના ટેકામાં જેટલે અંશે ઇસ્ટ ઇન્ડીયા કંપનીના વર્તન અને કથન ઉપર તેમણે આધાર રાખ્યો છે તે સંબંધી અમે કેટલાક બનાવોનું વર્ણન કરવા માગીએ છીએ. માણસના પ્રમાણિક કે અપ્રમાણિકપણા ઉપર ફતવો આપવા માટે તેની નિષ્ઠાને આધારે કેટલીક વખત એક દેખીતા ખૂનીને નિર્દોષ ઠેરવવામાં આવે છે અને દેખીતા નિર્દોષને ખૂનીની શિક્ષા આપવામાં આવે છે એટલે જો આપણને એટલું માલુમ પડી જાય કે જે પત્રવહેવાર ઇસ્ટ ઇન્ડીયા કંપની અને તેના શેઠ, ડાયરેકટરો અને તેમના ગુમાસ્તાઓ સાથે થતો હતો, તેમાં નિષ્ઠા શું હતી, હેતુ શું હતો અને શી રાજનીતિ છુપી હતી તો સારૂં 'કોકડું' ઉકેલાઇ જશે અને ભેદનો આંગડો વટાઇ જશે. હાલ તો જે હિન્દી, રોમેશ્ચંદ્ર દત્તનું પેલું પુસ્તક વાંચે છે જેમાં તેમણે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના અધિકારીઓના પત્રવહેવારનો આધાર લઇને એ સાબિત કર્યું છે કે આ દેશની કારીગરી કેવી કેવી રીતે, કારીગરોને ત્રાસ આપી આપીને ફના કરી દીધી હતી, તો તેને આશ્ચર્ય થાય છે. પરંતુ જો આજે તે સઘળા ભેદનો પત્રવહેવાર, જે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના અધિકારીઓ અને તેના માલિક ડાયરેકટરો વચ્ચે ચાલ્યો હતો, તે

તેમની આગળ ધરવામાં આવે તો આસપાસના વાતાવરણથી એમ લાગે છે કે અમારા દેશબંધુઓ આભાજ બની જાય. આ ભેદ ઉપર કેટલોક પ્રકાશ કપ્તાન હેમિલ્ટનના સફરનામાએ પણ નાંખ્યો છે. આ તે બધા બનાવોમાંનો એક બનાવ છે, જેનાથી કંપનીના અધિકારીઓના પ્રમાણિક કે અપ્રમાણિકપણાનો ભરમ ફૂટી જાય છે અને તેનાથી તેમની નિષ્ઠા મઅલુમ અને સાબિત થાય છે કે તેમના કામો અને કહેણો શું હતા અને તેમની નિષ્ઠા શું હતી ! અને આ પછી તે સઘળા પુરાવા શંકાસ્પદ થઇ જાય છે જે મુગલ સમયની રાજવ્યવસ્થા વિરૂદ્ધ તેઓ ઘડ્યા કરતા હતા. કપ્તાન સાહબ એક જગ્યાએ લખે છે કે તેમણે તે કાગળ પોતે પોતાની આંખ્યોએ જોયો અને પોતે વાંચ્યો છે જે વિલાયતના ડાયરેક્ટરોએ સૂચના તરીકે અથવા પોતાનો લક્ષબિંદુ દેખાડવા ઇસ્ટ ઇન્ડીઆ કંપ-નીના નોકર અને અધિકારીઓને લખ્યો હતો. તે કાગળમાં મુગલ સલ્તનત સાથે છેડછાડ શરૂ કરવાની એક યુકિત બતાવી હતી. તે એ હતી કે તમારે હિન્દી શેઠીઆઓ અને વેપારીઓ પાસેથી રૂપીઆ ઉધાર લેવા અને જ્યારે રકમ ખુબ મોટી થઇ જાય તો કોઇ એવી લડાઇ ઝગડાની વાત આગળ ધરી દેવી કે જેને લઇને નાણા ચુકવવાની વાત ઉંચે મેલાય અને તે ઝગડાનું સ્વરૂપ પ્રબળ થઇ જાય. આ રીતે કરજના નાણા પણ હોઇયા થઇ જશે અને રાજ વિરૂદ્ધ લડાઇ જગાડવાનું બ્હાનું પણ હાથ લાગી જશે. અને થયું પણ તેમજ. એક તરફ તો કંપનીના માણસોએ શાહી ફોજના અનાજ અને ખાધા ખોરાકથી ભરેલા વહાણો મુંબઇની નઝદીકના દરિયામાં પકડી લીધાં અને બીજી તરફ એજ કંપનીના એજન્ટ,

અને ગવર્નર મી૦ ચાઇલ્ડે એક લાંબી લચ ફર્યાદ પત્રિકા મુગલ સરકારના સુરતના સુબાને મોકલી જેમાં ૩૫ ફર્યાદો હતી. તે આખી અરજી શબ્દે શબ્દ કપ્તાન સાહબે પોતાના સફરનામામાં ટાંકી દીધી છે. જો હું પણ તેની પૂરી નકલ કરવા બેસું તો કેટલાયે પાના તેને અર્પણ કરવા પડે અને વાંચકનો સમય વ્યર્થ જાય. છતાં પણ તેની તુલના કરવા માટે આ અરજીનો ટુંક સાર રજુ કરૂં છું, જે ઉપરથી જણાઇ આવશે કે દંભ અને બનાવટના ભગીરથ પ્રયાસો કર્યા છતાં પણ કેવી કેવી નજીવી અને નકામી ફર્યાદો કરવામાં આવી છે. આ તેજ ભયંકર શિકાયતો છે જે અવરંગઝેબના સમયમાં કંપની કરી શકી. અને તે જોવાથી સ્હેજે મઅલુમ પડી જશે કે ભારે ધમપછાડ કરી પણ એનાથી વધારે મજબુત પુરાવા અને બ્હાના તેને હાથ લાગી સકયા નહિં. આ ફર્યાદોના ખરાપણા વિષે નિર્ણય આપતાં વાંચકોએ કદી ભૂલવું જોઇતું નથી કે એ માત્ર કાવત્રું હતું અને તેનો એકજ હેતુ લડાઇનું બ્હાનું શોધવાનો હતો.

આ દરખાસ્તની પહેલી, બીજી અને ત્રીજી કલમમાં એક હિન્દી વેપારી અબ્દુલગફુર વિષે ફર્યાદ છે કે તેણે કંપની માટે વજુદ વિનાની અફવાહો ઉડાવી જેથી કંપનીનું નામ બદનામ થઇ ગયું અને આંટ પણ અગાઉ કરતાં ઓછી થઇ ગઇ. આ તેજ અબ્દુલગફુર છે જેનું વર્ણન વેપારના પ્રકરણમાં કરી ચૂકયો છું અને જેના વિષે કપ્તાન હેમિલ્ટનનો એ અભિપ્રાય છે કે આ એકજ હિન્દી વેપારીની પુંજી કંપનીની સઘળી વેપારી પુંજીની

બરાબર હતી. ઘણું કરીને એ અબ્દુલગફુર વેપારમાં કંપની સાથે હરીફાઇ કરતો હતો.

ચોથી કલમમાં મી૦ પિટીટ અને બાઉચર નામના અંગ્રેજો વિષે અત્યંત વિચિત્ર શબ્દોમાં ફર્યાદ કરવામાં આવી છે. તેઓ કંપનીના રૂપીઆનો હિસાબ નથી આપતા અને શાહી સરકારના આસરા હેઠળ તેઓ સુરતમાં સહીસલામત છે. એમ લખ્યા પછી કંપની તરફથી જે માગણી આ અંગ્રેજો વિષે કરવામાં આવી હતી તેનો તરજુમો નીચે પ્રમાણે છેઃ—

"મી૦ પિટીટ તો મરી ગયો અને નર્કવાસી થયો; પરંતુ મી૦ બાઉચર સુરતમાં બેઠો છે. મ્હારી માગણી એ છે કે તે અને તેની સ્ત્રી, બાળકો અને તેના સઘળા સંબંધી અંગ્રેજો તેમની માલમતા સહીત મ્હારે હવાલે કરવામાં આવે કે જેથી કરીને તેઓ સુરતથી નાસી સકે નહિ."

(અહિં તો હું આટલા સાર ઉપરથીજ સંતોષ લઉં છું. પરંતુ આગલા પ્રકરણમાં દેખાડી આપીશ કે કંપનીના અધિકારીઓ લોકોની સ્ત્રી, બાળકો સાથે કવી રીતે વર્તતા હતા.)

કલમ ૫, ૬ અને ૭ માં એવી ફર્યાદ છે કે હાલ કેટલીક વસ્તુઓ ઉપર થોડીક ઝકાત વધારી દેવામાં આવી છે. તે પાછી આપવામાં આવે. (ઝકાત હતીજ શી? જ્યારે કપ્તાન સાહબ ઓઢીસા પહોંચે છે, ત્યારે કુલ દાણ તેમની પાસેથી લેવામાં આવ્યું, તે ત્રણુ શીલીંગ હતું. જેમાં નોકરો અને કહારોની મજદુરી પણ શામિલ હતી. (જુઓ. ભા. ૧ લો. પા. ૩૩૮) હું પુછું છું

કે આજે એવો દાવા કરનાર કયો સુધારો છે જે, એમ કહી સકે કે એક સ્વતંત્ર સરકારને પોતાના દાણના દરોમાં વધારો ઘટાડો કરવાનો અધિકાર નથી ?

૮ મી કલમ વિચાર કરવા જેવી છે. તેની મતલબ એ છે કે શાહી ફરમાનો અનુસાર આ દેશમાં હમેશાં એવો રિવાજ હતો કે જ્યારે કંપનીનો કંઇ માલ ચોરાઇ જતો હતો તો તેની ભરપાઇ શાહી ખઝાનામાંથી કરી આપવામાં આવતી હતી, પણ સુરતના પેંતીઓએ એ રૂઢિ હમણા બંધ કીધી છે.

૧૩ મી કલમમાં એવી ફર્યાદ છે કે ગવર્નરે સરકારી કિલ્લાની દિવાલ દુરસ્ત કરવાને માટે કંપનીની કેટલીક ઝમીન લઇ લીધી છે, તેનો બદલો હજી સુધી મળ્યો નથી.

૧૪, ૧૫, અને ૧૬ મી કલમમાં મુહકમા કરોડગીરી યાને મુહકમએ વુસુલે મહસુલ વિરૂદ્ધ ફર્યાદ છે,

૧૭ મી કલમમાં એવી ફર્યાદ છે કે કરઝદારો પાસેથી રૂપીઆ વસુલ થતા નથી અને તેમના વિષે દાદ મળતી નથી. અને એવી પ્રાર્થના કરવામાં આવી હતી કે વાલી તેની ભરપાઇ શાહી ખઝાનામાંથી કરી આપે.

(હું પુછું છું કે આજે કોઇ વેપારી કોઇ સરકાર પાસે આવી માગણી કરે તો તેનો શો જવાબ મળશે?)

૧૮ મી કલમમાં એવી ફર્યાદ હતી કે તેમના અધિકારીઓને વાલીની રૂબરૂ હાઝરીનો પ્રસંગ, નોકરોને કંઇ બખશિશ આપવામાં ન આવે ત્યાં લગી મળતો નથી.

૧૯ મી કલમનો વિષય એ છે કે વેપારના ઘોડા જે ઇરાન અને બસરાથી આવે છે તેમની ગરદનો પર મહોર મારવામાં આવે છે અને ઝકાત આપ્યા વગર તે વેચી સકાતા કે તેમના પર સવારી કરી સકાતી નથી.

૨૦ મી કલમમાં અધિકારીઓ પાસેથી કીમત (ઘોડાઓની) વસુલ નહિં થવાની ફર્યાદ છે.

३० मी કલમમાં કોઇ મંત્રીની શિકાયત છે.

૩૧ મી કલમમાં લખ્યું છે કે લોઢાનું એક લંગર દર્યામાં ખોવાઇ ગયું છે. તે મીરઝા મુઅઝઝિમના છોકરાને મળ્યું છે, તે પાછું આપવામાં આવે. અને તેના શોધવામાં થયેલો ખર્ચ કંપની પાસેથી લેવામાં આવે. (આ નમુની ફર્યાદના ઢંગ વિષે તો ઝરા વિચાર કરો!)

૩૨ મી કલમમાં એવી ફર્યાદ છે કે જ્યારે તેમના વહાણ હિન્દના કિનારા પર પહોંચે છે ત્યારે ઝકાત લેવાના નાકાઓ ઉપર તેમના માણસોને રોકવામાં આવે છે અને હેરાનગતી થાય છે. અને તેમાં બહુ ઢીલ થાય છે.

૩૩ મી કલમ પણ વિચારવા જેવી છે. એમ જણાય છે કે બંગાલમાં કંપનીના માણસોએ કેટલાક શાહી વહાણો પકડીને સળગાવી મેલ્યા હતા. તેને વિષે મી૦ ચાઇલ્ડ મરણ અગાઉ રડારોળ કરી રહ્યા છે કે એમને આ કૃત્ય વિષે કાંઇ સંબંધ નથી જાણે આ અરજીના ફર્યાદી મી૦ ચાઇલ્ડને તે વિષે જવાબદાર ગણવામાં આવે નહિં.

(અમે નથી ધારતા કે આ ફર્યાદ વાંચનાર કોઇ પણ માણસ "ચોરની દાઢીમાં તણખલું" સિવાય બીજો કાંઇ પણ નિર્ણય આપશે.)

હવે કપ્તાન હેમિલ્ટનના લખાણથી સિદ્ધ થયું કે આ મહાશયને પણ આવા કારસ્થાનો કરવાની સૂચનાઓ વિલાયતથી

આપવામા આવી હતી. અને આવી ફર્યાદ કરવાની તેમજ સરકારી ખાધા ખોરાકીના વહાણો પકડવાની નીતિ પણ આ સૂચના અનુસારજ હતી.

૩૪ મી કલમમાં બે હિન્દી ખૂનીઓને સોંપી દેવાની માંગણી છે અને—

૩૫ મી કલમમા ફર્યાદ થઇ છે કે સાંજે શહેરના બારણા જલદીથી દઇ દેવામાં આવે છે અને જ્યારે અમે શહેર બાહિર ફરીને પાછા આવીએ છીએ ત્યારે બખશિશ અને ઇનઆમ આપ્યા વિના શહેરમા દાખિલ થવું ભારે પડી જાય છે.

બસ હવે આ દરખાસ્તનો વિષય પુરો થયો. આ ફર્યાદો વિષે કંઇ લખું તે પહેલાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીના આ ગવર્નર મી૦ ચાઇલ્ડના ચરિત્ર ઉપર નજર નાંખી લઇએ, જેમણે આ અરજી ઘડીને સુરતના શાહી ગવર્નર ઉપર મોકલી હતી. કપ્તાન હેમિલ્ટન પોતાના સફરનામામાં એક જગ્યાએ લખે છે કે જ્યારે મી૦ ચાઇલ્ડ એક વખત કપ્તાન થોરબર્નથી નારાજ થઇ ગયા ત્યારે તેમની મિલ્કત ઝપ્ત કરવા અને તેમને જેલમાં મોકલવાના હેતુથી મી૦ ચાઇલ્ડે બનાવટી દસ્તાવેજો બનાવ્યા હતા.

(પુ. ૧ લું. પા. ૧૯૫)

મી૦ ચાઇલ્ડ જ્યારે એકવાર મી૦ બાઉચરથી નારાઝ થઇ ગયા, ત્યારે મી૦ બાઉચરને ઝેર દેવાની ગોઠવણ કરી હતી તે વાંચવા લાયક છે. (ભા ૧ લો. પા. ૧૧૬, ૧૯૭.)

એક વખતે મી૦ ચાઇલ્ડ મી૦ પિટીટ સાથે નારાઝ થઇ ગયા અને જ્યારે મી૦ પિટીટ દર્યાંઇ ચાંચીઆઓના હાથમાં પકડાઇ ગયા ત્યારે મી૦ ચાઇલ્ડે ચાંચીઆઓને કહેણુ મોકલ્યું કે મી૦ પિટીટ બહુ માલદાર છે. તેની પાસેથી પુષ્કળ દંડ વસુલ કરજો.

(ભા. ૧ લો. પા. ૧૯૮)

આ તો મી૦ ચાઇલ્ડનું ચરિત્ર હતું. આ બનાવો વધારે વિસ્તારથી નવમાં પ્રકરણમાં વર્ણવવામાં આવશે

વાંચકો હવે પોતે સમજી લેશે કે આ ફર્યાદનામાને લાગેવળગે છે ત્યાં લગી તેનો પાયો અને મૂળ કેટલી સચ્ચાઇ ઉપર હોઇ સકે. જો કોઇ પરદેશી વેપારી આવી અરઝી મુંબઇના ગવર્નરને આજે કરે તો તેના કેવા હાલ થાય, ખાસ કરીને જ્યારે એમ મઅલૂમ પડી જાય કે આ અરઝી નકામી લડાઇના બ્હાના શોધવાના હેતુથી કરવામાં આવી છે.

હવે જોવાનું એ છે કે અવરંગઝેબના સમયમાં આનું પરિણામ શું આવ્યું. જ્યારે આ દરખાસ્ત સુરતના ગવર્નર પાસે પહોચી ત્યારે સીદીખાન, શાહી ફોજના કમાન્ડરે કંપનીના ગવર્નરને પહેલાં તો વિનયી શૈલિમાં એક પત્ર લખ્યો, જેમાં કંપનીના વર્તન ઉપર વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. પરંતુ જ્યારે કંપની તરફથી કેવળ અહંકારી જવાબો મળ્યા ત્યારે સુબેદારે છેવટે લખી દીધું કે જો પકડાયલા શાહી વહાણો ૧૧ મી ફેબ્રુઆરી સુધી છોડી દેવામાં નહિ આવશે તો ૧૪ મી ફેબ્રુઆરીને દિવસે અમુક વખતે શાહી ફોજ મુંબઇમાં દાખિલ થઇ દરેક વસ્તુપર કબ્જો કરી લેશે. મ્હને

આપવામાં આવી હતી. અને આવી ફર્યાદ કરવાની તેમજ સરકારી ખાધા ખોરાકીના વહાણો પકડવાની નીતિ પણ આ સૂચના અનુસારજ હતી.

૩૪ મી કલમમાં બે હિન્દી ખૂનીઓને સોંપી દેવાની માંગણી છે અને—

૩૫ મી કલમમાં ફર્યાદ થઇ છે કે સાંજે શહેરના બારણા જલદીથી દઇ દેવામાં આવે છે અને જ્યારે અમે શહેર બાહિર ફરીને પાછા આવીએ છીએ ત્યારે બખશિશ અને ઇનઆમ આપ્યા વિના શહેરમાં દાખિલ થવું ભારે પડી જાય છે.

બસ હવે આ દરખાસ્તનો વિષય પૂરો થયો. આ ફર્યાદો વિષે કંઇ લખું તે પહેલાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીના આ ગવર્નર મી૦ ચાઇલ્ડના ચરિત્ર ઉપર નઝર નાંખી લઇએ, જેમણે આ અરઝી ઘડીને સુરતના શાહી ગવર્નર ઉપર મોકલી હતી. કપ્તાન હેમિલ્ટન પોતાના સફરનામામાં એક જગ્યાએ લખે છે કે જ્યારે મી૦ ચાઇલ્ડ એક વખત કપ્તાન થોરબર્નથી નારાઝ થઇ ગયા ત્યારે તેમની મિલ્કત ઝપ્ત કરવા અને તેમને જેલમાં મોકલવાના હેતુથી મી૦ ચાઇલ્ડે બનાવટી દસ્તાવેઝો બનાવ્યા હતા.

(પુ. ૧ લું. પા. ૧૯૫)

મી૦ ચાઇલ્ડ જ્યારે એકવાર મી૦ બાઉચરથી નારાઝ થઇ ગયા, ત્યારે મી૦ બાઉચરને ઝેર દેવાની ગોઠવણ કરી હતી તે વાંચવા લાયક છે. (ભા ૧ લો. પા. ૧૧૬, ૧૯૭.)

એક વખતે મી૦ ચાઇલ્ડ મી૦ પિટીટ સાથે નારાઝ થઇ ગયા અને જ્યારે મી૦ પિટીટ દર્યાઇ ચાંચીઆઓના હાથમાં પકડાઇ ગયા ત્યારે મી૦ ચાઇલ્ડે ચાંચીઆઓને કહેણુ મોકલ્યું કે મી૦ પિટીટ બહુ માલદાર છે. તેની પાસેથી પુષ્કળ દંડ વસુલ કરજો.
(ભા. ૧ લો. પા. ૧૯૮)

આ તો મી૦ ચાઇલ્ડનું ચરિત્ર હતું. આ બનાવો વધારે વિસ્તારથી નવમાં પ્રકરણમાં વર્ણવવામાં આવશે

વાંચકો હવે પોતે સમજી લેશે કે આ ફર્યાદનામાને લાગેવળગે છે ત્યાં લગી તેનો પાયો અને મૂળ કેટલી સચ્ચાઇ ઉપર હોઇ સકે. જો કોઇ પરદેશી વેપારી આવી અરઝી મુંબઇના ગવર્નરને આજે કરે તો તેના કેવા હાલ થાય, ખાસ કરીને જ્યારે એમ માલૂમ પડી જાય કે આ અરઝી નકામી લડાઇના બ્હાના શોધવાના હેતુથી કરવામાં આવી છે.

હવે જોવાનું એ છે કે ઔરંગઝેબના સમયમાં આનું પરિણામ શું આવ્યું. જ્યારે આ દરખાસ્ત સુરતના ગવર્નર પાસે પહોંચી ત્યારે સીદીખાન, શાહી ફોજના કમાન્ડરે કંપનીના ગવર્નરને પહેલાં તો વિનયી શૈલિમાં એક પત્ર લખ્યો, જેમાં કંપનીના વર્તન ઉપર વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. પરંતુ જ્યારે કંપની તરફથી કેવળ અહંકારી જવાબો મળ્યા ત્યારે સુબેદારે છેવટે લખી દીધું કે જો પકડાયલા શાહી વહાણો ૧૧ મી ફેબ્રુઆરી સુધી છોડી દેવામાં નહિ આવશે તો ૧૪ મી ફેબ્રુઆરીને દિવસે અમુક વખતે શાહી ફોજ મુંબઇમાં દાખિલ થઇ દરેક વસ્તુપર કબ્જો કરી લેશે. મ્હને

આપવામાં આવી હતી. અને આવી ફર્યાદ કરવાની તેમજ સરકારી ખાધા ખોરાકીના વહાણો પકડવાની નીતિ પણ આ સૂચના અનુસારજ હતી.

૩૪ મી કલમમાં બે હિન્દી ખૂનીઓને સોપી દેવાની માંગણી છે અને—

૩૫ મી કલમમાં ફર્યાદ થઇ છે કે સાંજે શહેરના બારણા જલદીથી દઈ દેવામાં આવે છે અને જ્યારે અમે શહેર બાહિર ફરીને પાછા આવીએ છીએ ત્યારે બખશિશ અને ઇનઆમ આપ્યા વિના શહેરમાં દાખિલ થવું ભારે પડી જાય છે.

બસ હવે આ દરખાસ્તનો વિષય પૂરો થયો. આ ફર્યાદો વિષે કંઇ લખું તે પહેલાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીના આ ગવર્નર મી૦ ચાઇલ્ડના ચરિત્ર ઉપર નજર નાંખી લઇએ, જેમણે આ અરઝી ઘડીને સુરતના શાહી ગવર્નર ઉપર મોકલી હતી. કપ્તાન હેમિલ્ટન પોતાના સફરનામામાં એક જગ્યાએ લખે છે કે જ્યારે મી૦ ચાઇલ્ડ એક વખત કપ્તાન થોરબર્નથી નારાઝ થઇ ગયા ત્યારે તેમની મિલ્કત ઝપ્ત કરવા અને તેમને જેલમાં મોકલવાના હેતુથી મી૦ ચાઇલ્ડે બનાવટી દસ્તાવેઝો બનાવ્યા હતા.

(પુ. ૧ લું. પા. ૧૯૫)

મી૦ ચાઇલ્ડ જ્યારે એકવાર મી૦ બાઉચરથી નારાઝ થઇ ગયા, ત્યારે મી૦ બાઉચરને ઝેર દેવાની ગોઠવણ કરી હતી તે વાંચવા લાયક છે. (ભા ૧ લો. પા. ૧૧૬, ૧૯૭.)

એક વખતે મી૰ ચાઇલ્ડ મી૰ પિટીટ સાથે નારાજ થઇ ગયા અને જ્યારે મી૰ પિટીટ દર્યાઇ ચાંચીઆઓના હાથમાં પકડાઇ ગયા ત્યારે મી૰ ચાઇલ્ડે ચાંચીઆઓને કહેણુ મોકલ્યું કે મી૰ પિટીટ બહુ માલદાર છે. તેની પાસેથી પુષ્કળ દંડ વસુલ કરજો.
(ભા. ૧ લો. પા. ૧૯૮)

આ તો મી૰ ચાઇલ્ડનું ચરિત્ર હતું. આ બનાવો વધારે વિસ્તારથી નવમાં પ્રકરણમાં વર્ણવવામાં આવશે .

વાંચકો હવે પોતે સમજી લેશે કે આ ફર્માદનામાને લાગેવળગે છે ત્યાં લગી તેનો પાયો અને મૂળ કેટલી સચ્ચાઇ ઉપર હોઈ સકે. જો કોઇ પરદેશી વેપારી આવી અરજી મુંબઇના ગવર્નરને આજે કરે તો તેનાં કેવા હાલ થાય, ખાસ કરીને જ્યારે એમ માલુમ પડી જાય કે આ અરજી નકામી લડાઇના બહાના શોધવાના હેતુથી કરવામાં આવી છે.

હવે જોવાનું એ છે કે ઔરંગઝેબના સમયમાં આનું પરિણામ શું આવ્યું. જ્યારે આ દરખાસ્ત સુરતના ગવર્નર પાસે પહોચી ત્યારે સીદીખાન, શાહી ફોજના કમાન્ડરે કંપનીના ગવર્નરને પહેલાં તો વિનયી શૈલિમાં એક પત્ર લખ્યો, જેમાં કંપનીના વર્તન ઉપર વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. પરંતુ જ્યારે કંપની તરફથી કેવળ અહંકારી જવાબો મળ્યા ત્યારે સુબેદારે છેવટે લખી દીધું કે જો પકડાયલા શાહી વહાણો ૧૧ મી ફેબ્રુઆરી સુધી છોડી દેવામાં નહિ આવશે તો ૧૪ મી ફેબ્રુઆરીને દિવસે અમુક વખતે શાહી ફોજ મુંબઇમાં દાખિલ થઇ દરેક વસ્તુપર કબજો કરી લેશે. ત્હને

આ હિન્દી ફોજી અફસરની આ સિપાહીગીરી બહુજ ગમી કે તેણે દુશ્મનને પહેલેથી પોતાની ચઢાઇના વખત સુધ્ધાંની ખબર આપી દીધી કારણ કે ચેતીને હાલા થઇ જાય તો સારૂ નહિ તો લડવા માટે તૈયાર રહે પાછળથી એમ ન કહેવાય કે અમારી અજાણતાનો લાભ લીધો પરંતુ મી૦ ચાઇલ્ડ તો કંપનીના ડાયરેકટરોની હિમાયતના નિશામાં હતા તે સમયે એ લોકો ફોજી મદદ વગર હર્યાં ખેડી સકતા નહતા વિલાયતના રસ્તાઓ દર્યાઇ ચાચીઆઓની ચીવ ઝપટથી મોકળા નહતા તદુપરાંત તે એવો સમય ન હતો કે કોઇ કવમના હથિયાર ખૂંચવી લઇ તેને નામર્દ બનાવવામાં આવે દરેક માણસ હથિયારબંધ રહેતો કંપની પાસે પણ ફોજ હતી, તોપો હતી ખઝાનો હતો અને કદાચ એજ ઘુમંડ ઉપર તેમને લડાઇની છેડતી કરવાની હિંમત થઇ હતી કપ્તાન હેમિલ્ટન લખે છે કે શીદી ફોજના કમાન્ડર સીદી યાકુબે જે કંઇ પહેલાં લખ્યું હતું બરાબર અમલ કર્યો અને જે સમય તેણે નક્કી કર્યો હતો બરાબર તેજ સમયે ફોજની સાથે પહોંચ્યો (ભા ૧ લો પા ૨૧૭)

છેવટે બેઉ ફોજોનો મુકાબલો થયો અને જ્યારે લડાઇમાં સીદીની ફોજ તલવારો હાથમાં લઇ ધસારો કરતી દુશ્મનની ફોજ પર તૂટી પડી–

ત્યારે કંપનીનો કપ્તાન મયદાનમાંથી નાસી નીકળ્યો અને નાસનારાઓમાં એજ સૌથી પહેલો હતો પોર્ટુગીઝના દેવળમાં પહોંચીને જ્યારે તેના હોશકોશ લગાર ઠેકાણે પડયા ત્યારે તેણે પાછળ ફરીને પોતાના માણસોને જોયા કે તેમની શી વલે થઇ”

(પુ ૧ લુ. પા ૨૨૦)

કપ્તાન માદમ ઉપર આ બધું વીત્યું હતું. તે પોતે પણ એજ ભમરમા સપડાયલા હતા અને દરેક બનાવને પોતાની આખે જોઇ રહયા હતા જો કે તેઓ કોઇપણ પ્રકારે કપનીના બધાયલા ન હતા એક સ્વતંત્ર, અને સ્વાધીન વેપારી હતા. પણ બીજા અગ્રેજો પેઠે તેઓ પણ કપનીના આશરા હેઠળ રહેતા હતા તેઓ કંપનીની આ નીચ વર્તણુક ઉપર ખળભળી ઉઠયા અને તેમણે પોતાના મફરનામામાં સઘળી ભડ ફોડી દીધી છે. જો લેખકનું વર્ણન લેખકનાજ શબ્દોમા ટાંકી સકાત તો બહતર થાત પણ તે અગ્રેઝીમાં છે એટલે શરૂઆતથી તેમણે જે બનાવોનું વર્ણન કર્યું છે, તેનો તરજુમો કરૂ છું. તેઓ ફરમાવે છે કે —

"એમ તે કંપનીની પાસે મોટા મોટા વહાણો ઘણા હતા, જેમને પરદેશ મોકલવાને તે લાચાર હતી પરંતુ તે ચલાવના માટે કપની પાસે મુદ્દૈન મૂડી ન હતી તેથી તેણે પોતાના હિન્દુતાનમાના જનરલો તેમજ કારખાનાના અધિકારીઓને આજ્ઞા આપી દીધી હતી કે તેઓ પોતાના વહાણો સ્વદેશ પાછા લઇ જવા માટે હિન્દી વેપારીઓ પાસેથી બની સકે તેટલી રકમ કપનીની શાખ ઉપર લઇ લે તેઓએ કર્યું પણ તેમજ. અને જે વહાણો તેઓ પોતાને દેશ ન લઇ જઇ સકયા તેમને હિન્દમાજ પટે ફેરવ્યા. મ્હેં કંપનીના ગવર્નરનો એક પત્ર ઇગ્લાડમાજ જોયો છે જેમા લખ્યું હતુ કે જ્યારે તેઓ મુગલ શહેનશાહની રૈયત પાસેથી જેટલા પૈસા મેળવી સકાય તેટલા મેળવી લે ત્યારે માંગનારાઓ સાથે એકદમ છેડછાડ કરી તેમની સાથેની લેવડદેવડ બંધ કરી દે તેઓએ એમજ

કર્યું". જ્યારે ઇ. સ ૧૬૮૬ અને ૮૭ માં સુરતના હિન્દી વેપારીઓએ દર્યા માર્ગે પશ્ચિમમાં ઘણો મોટો વેપાર મુખા, ઇરાન અને બસરા સાથે સ્થાપી લીધો હતો તેમજ તેઓ પૂર્વમાં બંગાળ, ચીન અને સિયામ સાથે વેપાર કરતા હતા. તે જનરલ સર્વને તેમની માગણી મુજબ રાહદારીનો પરવાનો આપ્યા કરતો હતો. તેની પછી ઇ. સ. ૧૬૮૭ ને અંતે એક ફર્યાદ સુરતના સુબાદાર સમક્ષ રજુ કરી. તેમા ન્યાય અને નચિંતપણાની માગણી કરી. આ ફર્યાદની એક છાપેલી નકલ મ્હેં પોતે જોઇ છે. તેમાં નીચે મુજબ ૩૫ બાબતો શામિલ છે." (ભા. ૧ લો. પા. ૧૯૯).

મફરનામામાં કપ્તાન સાહબે અહિં તે અરઝી પૂરી શબ્દે શબ્દ ટાંકી દીધી છે. જેનો સાર મ્હેં ઉપર આપી દીધો છે. અંગ્રેઝી ચરિત્રનુ એક સ્વરૂપ હમેશા એવું હોય છે જેની પ્રસંશા કરવી અને દાદ આપવી દરેક ન્યાયી માણસની ફરજ છે. જ્યારે તે સામનીતિના હેતુ આકાશે ઉડે છે, ત્યારે તેની સ્વતંત્ર વલણમાં એક એવી ચિત્તાકર્ષક અને મનમોહક ખુબી ઉત્પન્ન થઇ જાય છે જેની બીજી કવમો પર પણ અસર થયા વગર રહેતી નથી. કપ્તાન હેમિલ્ટને પણ એજ અંગ્રેઝ ચરિત્રનો ગુણ દેખાડયો છે. અરે, માનવ જાતિ સઘળી એકજ સૂર્યના કિરણ રૂપ છે ના! ત્યાં સારી નરસી પ્રવૃત્તિયો પ્રત્યેક મન ઉપર એક સરખી અસર કરે છે. આ ફર્યાદ વિષે કપ્તાન હેમિલ્ટને જે અભિપ્રાય બાંધ્યો છે તે માણુસના સત્ય પ્રેમનો શુદ્ધ અને અસલી નમૂનો છે, દરખાસ્તની નકલ કર્યા પછી કપ્તાન સાહબ લખે છે:—

"આ તેજ ફર્યાદ હતી જેની બિના પર જનરલ ચાઇલ્ડે મુગલ સલ્તનત સાથે લડાઇની ઇમારત ચણી અને પોતાની ફર્યાદો બાદશાહ સુધી પહોંચાડી અને શાહી નેમ નિર્ણય જાણ્યા વિના લડાઇને ઢંઢેરા પીટી દીધો, જ્યાં કંઇ બાદશાહની પ્રજાના વહાણો મળે તેને પકડવાનું શરૂ કરી દીધું.' અને પછી આ વહાણો એમનાજ (કંપનીના) આપેલા રાહદારીના પરવાનાઓ રાખતા હોય. મઝકુર ફર્યાદના ચોથા ફકરામાં જે છે,—તે એક ખ્રિસ્તિની કલમથી લખાયું છે છતાં—દરેક મુસલમાન અને મૂર્તિપૂજક પણ તેને તિરસ્કારની દૃષ્ટિએ દેખશે. ૧૭,૨૩ અને ૨૮ ના ફકરાઓ ન્યાય વિરૂદ્ધ છે અને ૩૦,૩૧ માં તે ફર્યાદ અને લડાઇ માટે એટલા તો નિર્મૂળ છે, જેને કારણે મી૦ ચાઇલ્ડના શેઠો અને મલિકોના ચાર લાખ પાઉન્ડથી વધારે લડાઇ પુરી થતાં અગાઉજ પાણી થઇ ગયા. આ ઉપરાંત બાદશાહ અને તેની પ્રજાનો વિશ્વાસ ઉડી ગયો, જે આજ સુધી જોઇએ તેટલો પાછો મેળવી સકાયો નથી. તે કઇ રાજનીતિ અને કયા નિયમ અનુસાર હતું, જેને આધારે આશા બાંધી સકાય કે મુગલ શહેનશાહતના એક વિભાગમાં મી૦ ચાઇલ્ડ અથવા સર જોશીઆ શાહી રૈયતને લૂટે અને બાદશાહ સલામતથી પોતાની સલ્તનતના બીજા વિભાગમાં કંપનીને શાન્તિ અને સલામતીની સાથે વેપાર કરવાની પરવાનગી અપાય ! આપણને ખબર નથી કે આ લોકો કયે મોઢે એવી આશા રાખી સકતા હશે કે બાદશાહ આવી મુશકિલીમાં નિષ્પક્ષી બની મુંગા રહેશે. આ સવાલનો જવાબ તો રાજદ્વારી ક્ષેત્રમાં કસાયલા આગેવાનો આપશે.

હું તો માત્ર બનેલ બનાવોનું વર્ણન કરતો ચાલ્યો જાઉં છું"

(ભા. ૧. લો. પા. ૨૧૩).

એવું જણાય છે કે સર જોશીઆ તેજ મહાશય છે જેમના બંગાળના આવા કારસ્થાનો માટે મી૦ ચાઇલ્ડને પણ પોતાની અરજીની ૩૩ મી કલમમાં ઢાંક પિછોડાની કોશેશ કરવી પડી. ટુંકમાં જ્યારે એક નિઃસ્વાર્થી અને નિષ્પક્ષી અંગ્રેજે આ પ્રમાણે પોતાના વિચારો ઝાહિર કરી દીધા, તો તેમાં હવે કાંઇ પણ વધારો કરવો બિનજરૂરી છે. અલબત આમાંથી કેટલોક સાર જરૂર ગ્રહણ કરી સકાય છે. પહેલું એ કે ઇસ્ટ ઇન્ડીઆ કંપની સાથે મુગલ સલ્તનત આરંભમાં ઘણીજ સાબરખાવટનું વર્તન રાખતી હતી. પરંતુ કંપની મઝકુર સલ્તનતની આભારી થવાને બદલે અને સારી વર્તણુંકથી રાજ્યની વધારે મહેરબાનીને લાયક થવાને બદલે કેટલાક એવા કૃત્યો કરવા લાગી કે જેનાથી તેની આંટને ધોકો પહોચ્યો. બીજું એ કે અવરંગઝેબના સમયમાં દાણ સંબંધી વધારે ચીવટ અને તપાસ શરૂ થઇ, જેથી કંપનીને ખોટું લાગ્યું. આ સાવચેતીની ઝરરત પણ મુગલ સરકારને કંપનીના કારસ્થાનોથી પડી હોય તેમા અચંબો પામવા જેવું કશું નથી. ત્રીજું એ કે તે સમયમાં સરકારને પરદેશના વેપારીઓના જાનમાલના રક્ષણની એટલી બધી કાળજી હતી કે તેમનો કંઇ માલ ચોરાઇ જતો ત્યારે શાહી ખજાનામાંથી તેની ભરપાઇ કરી દેવામાં આવતી હતી અને કદાચ એજ જવાબદારીને કારણે ઝકાત સંબંધી તપાસમાં વધારે પૂછપરછની ઝરૂરત હતી અને એમ કહેવું ખરૂં નથી કે દાણ વસુલ કરવા

અને વધારવાને માટે એમ કરવામા આવતુ હતુ ! દાણ સબધી પૂછ પરછી અને તપાસ રાખવામા આવતી ચીવટ સબધી એક બાબત તરફ ધ્યાન ખેચવા માગુ છુ તે એ છે કે જે લોકોએ યુરોપની મુસાફરી કરી છે, તેમની દૃષ્ટિ સન્મુખ તે દૃશ્ય આવ્યુ હશે, જ્યારે એક ફ્રેન્ચ કોઇ જર્મન અથવા અગ્રેજ મુસાફરના ગજવ- ઓમા હાથ નાખી નાખીને, ઘણી વખત એવા વિચારથી કે કાઇ જકાતી માલ સતાડ્યુ હશે, એવી રીતે ટગાય છે કે જાણે તે મુસાફર ચોર છે અને ઘણુ કરીને સ્ત્રીયોની મ? આ નીતિ અનિવાર્ય છે, કેમકે મ્હને પોતાને એક યુરોપીઅને કહ્યુ કે એક વખતે તેમની લેડી સાહિબા ઘણી સિગારેટ પોતાના અન્ડરવેર એટલે અદર પહે રવાના કપડામા સતાડીને ફ્રાન્સ લઇ ગઇ હતી. છેલ્લી મુસાફરીમા મ્હને એક સાહેબે કહ્યુ કે પેરીસમા એક જેન્ટલમેન સાહેબ પોતાનો સામાન એક ગવર્નેસને સોપીને ચાલતા થયા જ્યારે દાણ વસુલ કરનાર આવ્યો અને પૂછ્યુ તો ગવર્નેસ સાહિબાએ જકાતી માલ હોવાનો સાફ ઇન્કાર કર્યો પરતુ જ્યારે એક બાકસ નમુના તરીકે ઉઘાડવામા આવ્યુ તો તેમાથી જકાતી માલ નિકળ્યો પછી તો બધા બાકસ ખોલ્યા જેથી આખુ સ્ટેશન એક માલ જેવુ પ્રદર્શ ની ગયુ વારુ, આ તો એક અસબધિત વાત હતી જે હાલના સમય અને બનાવો સાથે સબધ રાખે છે પણ અહિ તો ઔર રગઝેબના સમયની વાત છે પરતુ હાલના બનાવો જોતા હુ પૂછીશુ કે મઝકુર કાળમા જકાતી માલની ટાગમટોગ અને પૂ પરછમા અથવા દાણના દરોમા ફેરફાર કરવામા સરકારે શુ ગુન કર્યો હતો? જેમને બાદશાહે પોતાના દેશમા જમીન ભેટ આપી હતી

વેપાર કરવાની પરવાનગી આપી હતી, જેઓ બાદશાહની કૃપાના છાયડામા આરામથી જીવન પસાર કરતા હતા એટલુ જ નહિ, બલકે વેપારદ્વારા જેઓ હિન્દના ધનનો પણ લાભ લેતા હતા, તેજ માણસોએ એવું નગુણાપણું અને નીચતા દેખાડી જેથી ખુદ તેમનીજ કવમનો એક માણસ તેમનો તિરસ્કાર કરતો હતો. આ વખતે અવરંગઝેબનું બળ સર્વમાન્ય હતું તેને અંગ્રેજ વેપારીઓનો ભય નહતો તેમ કલમનો એક ગોદો તેમના વેપારને ભસ્મીભૂત કરી સકતો હતો અવરંગઝેબના સમયમાં કંપનીની સ્થિતિ એક દૂધ ધાવતા બાળક જેમ હતી. વસ્તુત તેજ માણસો જેમણે આ ફર્યાદનામુ આવા દવર દમામથી મોકલ્યુ હતું અને લડાઇ કરી હતી તેમને પોતાની અવિચારી રીતભાતના પશ્ચાતાપ તરીકે અવરંગઝેબના દરબારમા હાજિર થઇ માફી માગવાની યુક્તિયો ગોજવી પડી એક ડેપ્યુટેશન તૈયાર કરવામા આવ્યું, જેમા કપ્તાન હેમિલ્ટનને પણ લેવામા આવ્યા હતા. અને જે માન રહિત અને અપમાનભર્યા વર્તનથી આ ડેપ્યુટશનને શાહજહાનાબાદ ખાતે અવરંગઝેબની હુઝૂરમા હાઝિર કરવામાં આવ્યું, તેનાથી કપ્તાન સાહબને કંઇક દુઃખ થયું. કેમકે તે તેમના કવમી સ્વમાનથી કેવળ ઉલ્ટુ હતું. કપ્તાન સાહબ લખે છે કે—

"દરબારમાં તેઓ પહોંચી તો સકયા, પરતુ અવરંગઝેબની હુઝૂરમા એવા બે આબરૂપણાથી હાઝિર કરવામા આવ્યા, જે કોઇ પણ દેશના એલચી માટે શોભાસ્પદ નહતુ. સામેથી બેઉ હાથ એક કમરપટા સાથે બાંધી દેવામા આવ્યા હતા અને એવી સ્થિતિમા

બાદશાહની રૂબરૂ વજેલી પાંદિ અને ભોંય ચુમતી દશાએ લાવવામાં આવ્યા હતા." (ભા. ૧ લે. પા. ૨૨૪)

ઈસ્ટ ઇન્ડીઆ કંપનીના નોકરોના આ રંગઢંગ હતા. હવે આપણને એ જોવાનું છે કે અવરંગઝેબે છેવટે કેવી વર્તણુંક ચલાવી અવરંગઝેબના ખરા ચરિત્રનું દિગદર્શન કરવાનો આ બહુ નાઝુક પ્રસંગ હતો. એવા એવા પ્રસંગોએજ એક બાદશાહની ખરી તબીઅત જણાઇ આવે છે. જ્યારે કાળનો પ્રવાહ માનવ લાગણીના વાદળને વિખેરી નાંખે છે અને ઇતિહાસકાર સમક્ષ માત્ર સચ્ચાઇના સત્વની ક્ષિતિજજ બાકી રહી જાય છે ત્યારે એવા એવા પ્રસંગોના વર્તનજ નજર સન્મુખ આવે છે. આજે સવા બસો વર્ષ પછી અમે આ નિર્ણય કરવા બેઠા છીએ કે શું અવરંગઝેબે અંગ્રેજો અને ડચોને વેપાર કરવું ભારે કરી મેલ્યું હતું?

મ્હારા મત પ્રમાણે અવરંગઝેબે આવે પ્રસંગે જે નીતિ ધારણ કરી તેજ સાબિત કરી આપે છે કે બાદશાહનો મૂળ હેતુ યુરોપવાસીઓનો હિન્દ સાથેનો વેપાર જારી રાખવાનો હતો. તોડી પાડવાનો નહિ.

ઝાડના એક પાનના હાલવાથી તો શું પણ કોઇ કોઇવાર એક તણખલાની ચળવળથી પણ સેંકડો માઇલની હવાના વાતાવરણની દશા જણાઇ જાય છે, એવીજ રીતે કેટલીક વખત માણસના એકજ કૃત્યથી તેના આખા ચરિત્રની બાતમી મળી જાય છે. અહિં હારનાર છતનાર પાસે હાઝિર થાય છે, નિર્બળ બળવાન સામે ઉભો,

છે. જોવાનું એ છે કે જીતનાર અને બળવાન શુ કરે છે? કપ્તાન હેમિલ્ટન લખે છે કે જ્યારે આ ડેપ્યુટેશન અવરંગઝેબની રૂબરૂ પહોંચ્યું ત્યારે પહેલાતો બાદશાહ બહુ ક્રોધથી લાલચોળ દેખાતો હતો પરંતુ થોડીવાર પછી માલુમ પડયું કે ક્રોધ ઉતરી ગયો છે પછી બાદશાહે પૂછ્યું કે તમારી શું અરજ છે? ડેપ્યુટેશને પહેલા ગુન્હાની માફી માગી અને પછી ફરીથી વેપાર કરવાની પરવાનગી માગી. તે બેઉએ અવરંગઝેબે પેતાની ખરી ખાનદાની દેખાડી અને શાહી દયા ભાવથી આ બેઉ દરખાસ્તો સ્વિકારી લીધી. ડેપ્યુટેશનને મુંબઈ પાછા જવાની અજ્ઞા થઇ અને કહેવામા આવ્યું કે પાછળથી સત્તાવાર ફરમાન મોકલી દેવામાં આવશે. એ મુજબ થોડા દિવસ પછી શાહી ફરમાન તે સઘળી સામગ્રીઓ સહિત સંપાદન થયો જે એવા પ્રસંગો ઉપર માન સન્માન દેખાડવા અર્થે બક્ષવામા આવે છે કપ્તાન હેમિલ્ટન સાહેબ લખે છે કે સુરતમા એક મોટુ દરબાર ભરવામા આવ્યુ, આ દરબારમા તે શાહી ફરમાન વાચવામા આવ્યું. જેનો તરજુમો કપ્તાન સાહબે પોતાના સફરનામામા કર્યો છે. અને જેનો ઉર્દૂ તરજુમો હવે હું પણ હાજિર કરૂ છું. શાહી ફરમાનની સામગ્રીઓ મેં હતી કે તેની સાથે એક ઉત્તમ ઘોડો, કીમતી અતલસ અથવા તામનું સોનેરી, રૂપેરી કારચોબના ફુલ બુટાઓથી ભરેલું પોષાક ભેટ આપવામા આવ્યું હતું. તેજ છે આ શાહી ફરમાન કિંવા ચાર્ટર (ઇજારો) જે અવરંગઝેબની સરકારે કંપનીને નવાઝયો હતો, અને જેને આધારે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ હિન્દ સાથે ફરી વેપાર શરૂ કર્યો હતો

# ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને અપાયલા ઔરંગઝેબના શાહી ફરમાનનું ભાષાન્તર.

"તમારી દરખાસ્તના સબંધો વિષયે અમારી હુઝૂરના લક્ષમાં આવ્યા. જેટલું હુલ્લડ નુકશાન થયું તેના જોખમદાર તમે છો. તમે આગલા સુબેદારોની વિરૂદ્ધ સંખ્યાબંધ ફર્યાદો કરી હતી, જેની વિગતો અમારી હુઝૂરે દરબારના અમારા અમીરો પાસેથી સાંભળી. તમારી શિકયત એ હતી કે સુબેદારો અથવા તાબાના અધિકારીઓએ તમારી સાથે ગેરવર્તણુંક ચલાવી છે તો તમારે આ બંડ જગાડતા અગાઉ સઘળી બાબતોની બાતમી મ્હને આપવી હતી. પરંતુ હવે તમે ગુન્હો કબુલ કરી માફી ચાહો છો, તેથી બનેલા બનાવોને માફ કરી તમારી દરખાસ્ત મન્જુર કરવામાં આવે છે, એટલુંજ નહિં પણ તમારી માગણી અનુસાર એક ફરમાન પણ બક્ષવામાં આવે છે અને અસદખાનને આજ્ઞા આપવામાં આવે છે કે તે, વિગતો નોંધ્યા પછી—જેની તમને ખબર આપવામાં આવશે—મજકુર ફરમાન સુરતના સુબાને મોકલી આપે, જ્યારે આ ફરમાન અમલમાં મેલાય ત્યારે તમે તેને સત્કાર અને સન્માન પૂર્વક વધાવી લ્યો. અને ઇઝ્ઝત અને શરાફતથી તેનો સ્વિકાર કરો. જે મઝકુર ફરમાન કાઢીને તમને બક્ષવામાં આવ્યો, તેની રૂએ તમને આગળ પેઠેજ અને તેવાજ નિયમ પ્રમાણે વેપાર કરવાની પરવાનગી આપવામાં આવે છે. જે વેપારીઓની તમે ફર્યાદ કરી રહ્યા છો, તે તેમના વહાણો મરસામાન સહીત પાછા તેમને હવાલે કરવાની

તમારી ફરજ છે તે કરીદો. અને આવા પ્રકારની ભૂલો કદી કરતા નહિ, જેની આ વખતે કરી શિક્ષાપાત્ર થયાં છો હમેશા અમારી હુઝરની દયા દૃષ્ટિ અને મહેરબાનીની મેળવવાના આશાવંત રહો, અને એમા કદી ગફલત કરો નહિ જો તમને મ્હારા સુબેદારો, અધિકારીઓ અથવા મ્હારી પ્રજાને હાથે કોઈ પણ પ્રકારની પીડા પહોચે તો તેની ખબર અમને આપવામા કદી પાછી પાની કરતા નહિ અમારી હુઝુરે અસદખાનને આજ્ઞા કરી છે કે તે એજ પ્રમાણે લખી મોકલે બાડિયર નામના ઇસમને આબરો આપવા બાબત તમે ફર્યાદ કરી છે કે આગના સુબેદારોએ તેને પોતાના રક્ષણમા લઇ લીધો છે અને મઝકુર ઉપર તમારી કેટલીક રકમ લેણી થાય છે અને તે માટે તમે ચાહો છો કે તેને તમને સોપી દેવામા આવે આ વિષે આજ્ઞા આપવામા આવે છે કે તમે તમારો દાવો કાયદા અનુસાર અદાલતમા સાબિત કરો, તે વખતે ન્યાયની માગણી અમલમા આણવામા આવશે

જુલુસ સન ૩૧

—અવરંગઝેબ

(ભા–૧ લો પા–૨૨૭)

આ ફરમાન અવરંગઝેબના ચરિત્રની ચાવી છે આ ફરમાનથી તે સવાલનો જવાબ મળી જાય છે કે શુ અવરંગઝેબે અંગ્રેજો અને ડચોને વેપાર કરવો ભારે પાડી દીધો હતો? ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની વર્તણુકની સરખામણી અવરંગઝેબની મહેરબાની અને ઉદારતા સાથે કરો તે ઇતિહાસકારો જેમને ખરા બનાવોની ખબર

નથી, તેઓ બને ચાહે તે કહે યા લખે પરતુ ઇ સ ૧૭૦૦ મા આ અગ્રેઝના મન ઉપર—જે તે વખતે ડેપ્યુટેશનમા સાથે હતો—અવરગઝેબની શાહી ઉદારતા અને કૃપાની જે છાપ પડી તેને, તેણે આ પ્રમાણે પ્રદર્શિત કરી છે—

"એમ લાગે છે કે બાદશાહ, પોતાની કૈયત સાથે ગવરનર્તણુ'ક ચનાવનામા આવી હતી તેનાથી અજ્ઞાન નહતો આટ આગલુ છતા તેણે આ ગુન્હાઓ અને ઉદ્ધતાઇઓની કાઇપણ સખ્ત શિક્ષા કરવા યોગ્ય ધર્યુ નહિ, તેણે એક ઉદારદિલ બાદશાહની પેઠે તે લોકોને તેમના ગુન્હાઓનુ' ગભીર સ્મરણ કરાવ્યુ' અને તેમને ડહાપણ ભરી શિખામણ આવી કે હવે પછી ભૂલો માટે શિક્ષાપાત્ર ઠરે નહિ' શાહી શૈલિમા તેમને અમન્તથી દીધા કે શાહી ઉદારતા અને લક્ષને કૃતજ્ઞતાની દૃષ્ટિએ દેખે અને કાનુનને આધીન રહી પોતાનુ જીવન ગાળવાને પોતાનો મુદ્દાલેખ બનાવે. બાદશાહે પોતાના સઘળા વર્તન અને કથનમા એક સપૂર્ણ પ્રિસ્તિ સહનશીલતા દેખાડી."

(પુ. ૧૫ પા ૨૨૯)

આજે કલકત્તામા જે જગા ઉપર ફોર્ટ વિલિયમનો કિ'લો ઉભો છે, તે ઝમીન કોણે અને કોને આપી હતી!

કપ્તાન સાહબ લખે છે કે ઇસ્ટ ઇન્ડીઆ ક'પનીના નોકરો અવર'ગઝેબની પ્રજાને મારધાડથી પીડિત કરતા હતા અને ધાડો પાડયા કરતા હતા. પરતુ એક પ્રસગે અવરગઝેબે આ ખૂની અત્યાચારોને માફ કરી કપનીના એજન્ટ અને પ્રતિનિધિ મી૦ જોસફ ચનાર્કી આજ્ઞા આપી કે તેઓ બગાળામા કોઇ ઝમીન

ગમારી ફરજ છે તે કરીદો, અને આવા પ્રકારની ભૂલો કદી કરતા નહિં, જેવી આ વખતે કરી શિક્ષાપાત્ર ઠર્યા છો. હમેશા અમારી હુઝૂરની દયા દૃષ્ટિ અને મહેરબાની મેળવવાના આશાવંત રહો, અને એમા કદી ગફલત કરો નહિં. જો તમને મ્હારા સુબેદારો, અધિકારીઓ અથવા મ્હારી પ્રજાને હાથે કોઇ પણ પ્રકારની પીડા પહોચે તો તેની ખબર અમને આપવામા કદી પાછી પાની કરતા નહિં. અમારી હુઝુરે અસદખાનને આજ્ઞા કરી છે કે તે એજ પ્રમાણે લખી મોકલે. બાઉચર નામના ઇસમને આસરો આપવા બાબત તમે ફર્યાદ કરી છે કે આગલા સુબેદારોએ તેને પોતાના રક્ષણમા લઇ લીધો છે અને મઝકુર ઉપર તમારી કેટલીક રકમ લેણી થાય છે અને તે માટે તમે ચાહો છો કે તેને તમને સોપી દેવામા આવે. આ વિષે આજ્ઞા આપવામા આવે છે કે તમે તમારો દાવો કાયદા અનુસાર અદાલતમાં સાબિત કરો, તે વખતે ન્યાયની માગણી અમલમા આણવામા આવશે.

જુલુસ સન. ૩૧
—અવરંગઝેબ
(ભા–૧ લે પા–૨૨૭)

આ ફરમાન અવરંગઝેબના ચરિત્રની ચાવી છે. આ ફરમાનથી તે સવાલનો જવાબ મળી જાય છે કે શુ અવરંગઝેબે અંગ્રેજો અને ડચોને વેપાર કરવો ભારે પાડી દીધો હતો? ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની વર્તણુંકની સરખામણી અવરંગઝેબની મહેરબાની અને ઉદારતા સાથે કરો. તે ઇતિહાસકારો જેમને ખરા બનાવોની ખબર

નથી, તેઓ ભલે ચાહે તે કહે યા લખે. પરંતુ ઇ. સ. ૧૭૦૦ માં આ અંગ્રેજના મન ઉપર—જે તે વખતે ડેપ્યુટેશનમાં સાથે હતો—ઔરંગઝેબની શાહી ઉદારતા અને કૃપાની જે છાપ પડી તેને, તેણે આ પ્રમાણે પ્રદર્શિત કરી છેઃ—

"એમ લાગે છે કે બાદશાહ, પોતાની રૈયત સાથે ગેરવર્તણુંક ચલાવવામાં આવી હતી તેનાથી અજ્ઞાન નહોતો. આટ આટલું છતાં તેણે આ ગુન્હાઓ અને કેદનાઇઓની કાંઇપણ સખ્ત શિક્ષા કરવા યોગ્ય ધાર્યું નહિં; તેણે એક ઉદારદિલ બાદશાહની પેઠે તે લોકોને તેમના ગુન્હાઓનું ગંભીર સ્મરણ કરાવ્યું અને તેમને ડહાપણ ભરી શિખામણ આપી કે હવે પછી ભૂલો માટે શિક્ષાપાત્ર ઠરે નહિં. શાહી શૈલિમાં તેમને સમજાવી દીધા કે શાહી ઉદારતા અને લક્ષને કૃતજ્ઞતાની દ્રષ્ટિએ દેખે અને કાનુનને આધીન રહી પોતાનું જીવન ગાળવાને પોતાનો મુદ્રાલેખ બનાવે. બાદશાહે પોતાના સઘળા વર્તન અને કથનમાં એક સંપૂર્ણ ખ્રિસ્તિ સહનશીલતા દેખાડી."

પોતાના રહેઠાણ અને સરસામાનની કોઠી કાયમ કરવા માટે પોતેજ પસંદ કરી લે, ત્યારે આ એજન્ટે ઇ. સ. ૧૬૯૦ માં હુગલી નદીના કિનારા ઉપર તે જમીન પસંદ કરી જેની ઉપર આજે ફોર્ટ વિલિયમનો કિલ્લો ઉભેલો છે. (ભા ૨ જો–પા--૭)

આ બિનાઓ જાણ્યા પછી અવરંગઝેબ વેપારનો તરફદાર કે મદદગાર નહતો એમ કહેવું હડહડતી બેઇન્સાફી છે. આતો ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની ચળવળોની દાસ્તાન થઇ. પણ હિંદુસ્તાન માત્ર અંગ્રેજોનોજ અખાડો નહતો, પણ,, બીજી યુરોપી પ્રજાઓ પણ અહિં શિકાર રમતી હતી, જેમાં ડચ, મુખ્ય હતા જેમને વિષે

# પ્રકરણ ૯ મું.

## યુરોપીઅન વેપારીઓના રંગઢંગ.

આ પ્રકરણમા એક મકૂળ Diplomacy—સામનીતિ અને મનુષ્ય ચરિત્રના દુષ્ટતર રૂપના એક ચિત્રવિચિત્ર સંયોગનું વર્ણન કરવામા આવશે. અને એ પણ સ્પષ્ટ કરવામા આવશે કે આ સામનીતિના કર્તા કરાવતાઓની નૈતિક સ્થિતિ કેટલી નીચ અને અપ્રમાણિક હતી છતા તેણે કવી રીતે એક હિન્દી સલ્તનતના નાશ કરી પોતાના હેતુ ફાવ્યા કુદરતનો આ એક લેખ છ, જેણે કરીને આવા મહાભારત પરિવર્તનો થયા કરે છે, જેમકે એક સલ્તનતનુ અસ્તિત્વના પૃષ્ઠ ઊપરથી નાશ થવું અને બીજીનું સ્થાપિત થવુ. આ સામનીતિ ઔરંગઝેબના કાળમા શરૂ થઇ તેથી આ પુસ્તકમા તેનું વર્ણન થવું આવશ્યક છે કારણ ઔરંગઝેબની આ એકજ ભૂલ, તેની દીર્ઘ દૃષ્ટિની વિરૂદ્ધ હતી કે મજકૂર બાદશાહે પોતાની અધણી શકિત આખા હિન્દને એક મહાન એકજ સલ્તનત બનાવવામા ખરચી નાખી. પણ તે કીડાઓને ન જોયા જેઓ નજરથી દૂર રહી પરદા પાછળ આ મહાન આસ્રાજ્ય ભુવન જેને, આ બાદશાહ આપની કીર્તિ અને શાનથી ચણવા મથી રહયો હતો તેના પાયાને કરડી કરડી કમજોર કરી રહયા હતા. પરિણામ એ આવ્યું કે જ્યારે ઔરંગઝેબે આ ક્ષણભંગુર દુન્યાનો ત્યાગ કર્યો, ત્યારે દેખીતી રીતે તો આ મહાન ભુવન બનીને તઈયાર થઇ ગયું હતું, પણ તેનો પાયો નિર્બળ થઇ ગયો

પોતાના રહેઠાણ અને સરસામાનની કોઠી કાયમ કરવા માટે પોતેજ પસંદ કરી લે, ત્યારે આ એજન્ટે ઇ સ ૧૬૯૦ મા હુગલી નદીના કિનારા ઉપર તે જમીન પસંદ કરી જેની ઉપર આજે ફોર્ટ વિલિયમનો કિલ્લો ઉભેલો છે. (ભા ૨ જો–પ -૭)

આ બિનાઓ જાણ્યા પછી અવરંગઝેબ વેપારનો તરફદાર કે મદદગાર નહતો એમ કહેવું હડહડતી બેઇન્સાફી છે આતો ઇસ્ટ ઇન્ડીયા કંપનીની ચળવળોની દાસ્તાન થઇ. પણ હિંદુસ્તાન માત્ર અંગ્રેજોનોજ અખાડો નહતો પણ, બીજી યુરોપી પ્રજાઓ પણ અહિં શિકાર રમતી હતી, જેમા ડચ, મુખ્ય હતા જેમને વિષે નવમા પ્રકરણમા કંઇક કહેવામા આવશે; અહિં જે કેટલાક બનાવો લખવામા આવ્યા છે તે સિંધુમાના એક બિંદુ સમ છે, છતા એટલેથીજ આ સવાલનો ઉત્તર તો મળી રહે છે કે શું અંગ્રેજે અને ડચોને વેપાર કરતા નાકમા દમ આવી રહયુ હતુ? જે બનાવો અહિં નોંધાયા છે, તેમનથી એટલુ સિદ્ધ થઇ જાય છે કે અંગ્રેજો અને ડચોએ અવરંગઝેબના રાજ્યવહેવારને કેટ કેટલી મુશકિલીઓમા નાખી મેલવાના કાવત્રા રચ્યા હતાં પરંતુ અવરંગઝેબે પોતાની શાહી ઉદારતાથી તેમની ભૂલો તરફ આંખ મિચામણા કર્યાં અને વેપારમા હમેશાં તેમને મદદ આપી, જેને પ્રતાપે તેમને અને તેમના દેશને તે ધન–સુખ નસીબ થયુ, જેનુ વર્ણન વેપારના પ્રકરણમા થઇ ગયું છે, આજે આ સઘળી વાતોને ભૂલી જવી એ હડહડતું નગુણાપણુ છે

---

# પ્રકરણ ૯ મું.

## યુરોપીઅન વેપારીઓના રંગઢંગ.

આ પ્રકરણમાં એક મકળ Diplomacy—સામનીતિ અને મનુષ્ય ચરિત્રના દુષ્ટતર રૂપના એક ચિત્રવિચિત્ર સંયોગનું વર્ણન કરવામા આવશે. અને એ પણ સ્પષ્ટ કરવામા આવશે કે આ સામનીતિના કર્તા કરાવતાઓની નૈતિક સ્થિતિ કેટલી નીચ અને અપ્રમાણિક હતી છતા તેણે કવા રીતે એક હિન્દી સલ્તનતના નાશ કરી પોતાના હેતુ ફાળ્યા. કુદરતનો આ એક લેખ છે, જેણે કરીને આવા મહાભારત પરિવર્તનો થયા કરે છે, જેમકે એક સલ્તનતનું અસ્તિત્વના પૃષ્ઠ ઊપરથી નાશ થયું અને બીજીનું સ્થાપિત થયું. આ સામનીતિ ઔરંગઝેબના કાળમાં શરૂ થઇ તેથી આ પુસ્તકમા તેનું વર્ણન થવું આવશ્યક છે. કાંય ઔરંગઝેબની આ એક ભૂલ, તેની દીર્ઘ દૃષ્ટિના વિરૂદ્ધ હતી કે મઝકૂર બાદશાહે પોતાની સઘળી શકિત આખા હિન્દને એક મહાન એકત્ર સલ્તનત બનાવવામા ખરચી નાખી. પણ તે કીડાઓને ન જોયા જેઓ નઝરથી દૂર રહી પરદા પાછળ આ મહાન સામ્રાજ્ય ભુવન જેને, આ બાદશાહ આવી કીર્તિ અને શાનથી ચણવા મથી રહ્યો હતો તેના પાયાને કરડી કરડી કમઝોર કરી રહયા હતા. પરિણામ એ આવ્યું કે જ્યારે ઔરંગઝેબે આ ક્ષણભંગુર દુન્યાનો ત્યાગ કર્યો, ત્યારે દેખીતી રીતે તો આ મહાન ભુવન બનીને તઇયાર થઇ ગયું હતું, પણ તેનો પાયો નિર્બળ થઇ ગયેલો

ટોનાથી આકરા વાના એક ઝપાટાએ તેને પાડી નાખ્યુ. જે યુકિતથી આ પાયો નિર્બળ થઇ ગયો હતો તે એવી સામનીતિ છે જેનુ નિશાન આ દેશમા કદી ખાલી ગયું નથી. હિન્દના ઇતિહાસના આ વિભાગથી જે પાઠ શીખવાનો મળે છે તે, કોઇ પ્રજા કે જાતિયે ભૂલવો જોઇતો નથી, પરંતુ સ્પષ્ટપણે ગોખી રાખવો જોઇએ છે કે જે માણસો પોતાના ભૂતકાળના અનુભવ ઉપરથી ભવિષ્યને માટે બોધ નથી ગ્રહણ કરતા તેઓ આ દુનીઆમા રઝળતા રખડતા અને નિષ્ફળ નિવડે છે, એવીજ રીતે જે કવમ પોતાના કવમી જીવન વૃતાંત ઉપરથી બોધ નથી ગ્રહણ કરતી તે હમેશા ભયના વટોળમા રહે છે બલ્કે એમ કહો કે નાશ પામે છે અને હતી નહતી થઇ જાય છે.

જે ડિપ્લોમેસીનુ ૯ વર્ણન કરવા માગુછુ અને જેના ઉપરથી બોધ લેવો જોઇએ તે એ હતી કે બે શકિતયોને અથડાવી મારી, એક શકિત પ્રત્યે દિવસે ઝી ઝાહિર કરી અને તેની પાસેથી રાજ્યમા થોડાક હક મેળવના, પછી જ્યારે મેળવેલ હક બરાબર મઝબૂત થઇ જાય તો ફરી તેજ સામનીતિથી આગળ કદમ મૂકવો અને બીજા હકો મેળવના એવી રીતે ધીમે ધીમે બને શકિયોનો નાશ કરી પોતે બીજા કોઇને શામિલ કર્યા વિના દેશના બાદશાહ બની બેસવું. માનવજાતિના કોઇપણ વિભાગની ખામીઓ ચર્ચવી એ કઇ સારૂ કામ નથી, પરંતુ ઇતિહાસની ફિલસુફી સમજવા અને તેનાથી બોધ ગ્રહણ કરવા કોઇ કોઇવાર ખરી ઘટનાઓ રજુ કરવી અનિવાર્ય થઇ પડે છે.

ઝાહિરમાં ઘણું કરીને હિન્દમાં સૌથી પહેલાં આ સામનીતિની શરૂઆત ડચોએ કરી હતી. હિંદમાં ડચોની નીતિ વિષે કપ્તાન સાહબે ઇ. સ. ૧૭૦૦ માં જે વિચારો ઝાહિર કર્યા તે નીચે મુજબ છે:—

"આ ઈમાનદાર કંપનીએ હમેશા પોતાનો એવો રવૈયો કરી રાખ્યો હતો કે પ્રથમ તો તે હિન્દી અમીરો અને અધિકારીઓ વચ્ચે લડાઇ સળગાવી મેલતી અને પછી પ્રમાણિકપણાનું ડોળ ઘાલી તેમના ઝગડા, કજીઆ પતાવવા પોતેજ ત્રાહિત અને પંચ બની બેસતી અને હમેશા ન્યાયના કાંટાનો પલ્લો, પોતાને જેના દેશની નિકાસ અથવા જેને ત્યાંનો માલ કંપનીને માટે સૌથી વધારે ઉપયોગી હોય, તેની તરફેણમા નમાવી દેતી. અને હમેશા લડાયક શસ્ત્રોની મદદ તેજ અમીરને આપતી જેને, મદદ કરવામા કંપનીને લાભ થતો હોય અને લડાઇ પુરી થતાંજ તે ગરીબ પરાજિત પક્ષના બરડા પર તે સઘળા ખરચનો ભાર નંખાતો જે, વિજયીની મદદ કરવામાં કંપનીને થયો હોય. આ સઘળું થયા પછી કરારનામા ઉપર સહી કરવાનો સમય આવતો ત્યારે દોસ્તીનો દાવો કરનાર કંપની પોતાના મિત્રનું સારામા સરૂં બંદર બદલા પેટે લઇ લેતી તેના ઉપર કિલેબંધી કરી ડચો સિવાય બીજા કોઇને તે બંદર પર વેપાર કરવાની પરવાનગી આપતી નહિં, અને જો તેની વિરૂદ્ધ કંઇ થતું તો કંપનીની ફવજ કોઇ બીજા દુશ્મનની મદદ વડે તે દોસ્તના મુકાબલા માટે તૈયાર કરવામાં આવતી."

કપ્તાન હેમિલ્ટનના અભિપ્રાય મુજબ ડચોની આ રાજનીતિ હિન્દમાં હતી પરતુ મ્હારા અભિપ્રાય પ્રમાણે માત્ર ડચોને માથેજ આ કદરૂપી નીતિનું આળ ચઢાવી શકાતું નથી. એ સભવિત છે કે તેનો પાયો ડચોએજ નાખ્યો હોય પરતુ ધીમે ધીમે સઘળી યુરોપી કંપનીઓ આ નીતિના રંગમાં રંગાઇ ગઇ "બિન હુયમુલ ઇન્સાન" અર્થાત, માણસ હોવાને અંગે તેમના ઉપર કોઇ મોટું આળ મૂકી સકાતું નથી જેમ બસો વર્ષ પહેલા બીજાઓ ઉપર સરસાઇ અને ઉપરીપણું મેળવવાની જે લાલસા પ્રચલિત હતી તેજ આજે પણ છે હા, અલબત તે મેળવવાની રીતો બદલાઇ જાય એ સભવિત છે. પરતુ વિચારો અને લાગણીઓ, ઇર્ષા અને અદેખાઇ અને માનવ પ્રકૃતિની માગણી આજે પણ તેજ છે તેને જાતિ અને ધર્મ જોડે કશો પણ સંબંધ નથી મુસલમાનો ખ્રિસ્તિઓ, અગ્રેજો અને ફ્રેન્ચો, સઘળા આ માનવ પ્રકૃતિની ત્રુટિઓના શિકારો બની ચૂકયા છે. પરતુસ્થિતિ એ છે કે રાજકારભારીઓ અને રાજદ્વારીઓના નૈતિક મુદ્રાલેખો પ્રત્યેક ઝમાનામા, જાહિર તખ્તાઓ ઉપર ચઢી ઉપદેશ કરનારાઓના કરતા જુદાજ હોય છે.

ઇ. સ ૧૬૮૮મા વિલાયતથી જે પત્ર ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના અધિકારીઓ ઉપર એવી મતલબનો આવ્યો હતો કે હિન્દીઓ પાસેથી મોટી મોટી રકમો ઉધાર લઇ વહાણો ઇગ્લાંડ મોકલી દો. અને પછી અવરંગઝેબ સાથે કોઇને કોઇ બ્હાને લડાઇના કારણો ઉત્પન્ન કરી તે રૂપીઆ હોઇયા કરી દયો તેનું વર્ણન ગયા

પ્રકરણમાં થઇ ગયું છે. એનાથી સિદ્ધ થાય છે કે ખુદ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની રાજનીતિ પણ તેજ પોલીસી ઉપર રચાઇ હતી, જેની તોહમત કપ્તાન સાહબે તે વખતે ડચોના શિરે ઢાલી છે. એક જગ્યાએ કપ્તાન સાહબ લખે છે કે ઇ. સ. ૧૭૧૪માં:—

"ઝામોરીનના રાજાએ ડચ કંપની સાથે યુદ્ધ કર્યું જેમાં, અંગ્રેઝી ફેકટરીનો વડો અધિકારી જે ઝામોરીનનો ખાસ સલાહકાર હતો, તેણે આ લડાઇ સળગાવવામાં આગળ પડતો ભાગ લીધો. તે વખતે તો ડચોનો કિલ્લો જીતી લીધો, પણ પછી એજ અંગ્રેઝ સલાહકારે પોતાનો વાવટો તે કિનારા પર ફરકાવી દીધો. અને છેવટે એજ પરિણામ આવ્યું કે આ આશથી ઝામોરીનનીજ હાર થયલી ગણાઇ." (ભા. ૧લો. પા. ૩૧૪)

"એવીજ રીતે સિયામમાં ઇસ્ટ ઇન્ડીયા કંપનીના નોકરોને જ્યારે માલુમ પડયું કે કંપનીને માથે કરઝ બહુ થઇ ગયું છે, ત્યારે તેમણે એકાએક કારખાનાને માત્ર એજ હેતુથી આગ લગાડી દીધો કે સિયામના રાજાની પ્રજા ઉપર આ કૃત્યની તુહમત મૂકી બાદશાહ પાસેથી બદલો વસુલ લઇએ, જો તે આપવાની ના પાડે તો લડાઇ કરવાનું કારણ મળી જાય." (ભા-૨લો, પા-૧૦૦)

આવી ઝાતના બનાવોથી સ્પષ્ટ માલુમ પડે છે કે અંગ્રેઝી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની નીતિ અને ડચોની નીતિમાં કાંઇ ભેદ નહતો. એવીજ રીતે આલમગીરી કાળ પછી ફ્રેંચ ગવર્નર ડુપ્લે અને અંગ્રેઝ ગવર્નર કલાઇવની ચળવળો અને સ્પર્ધાઓની દારુજીત હિન્દુસ્તાનમાં માત્ર એજ આશય અને ઉદ્દેશ રાખતી હતી કે આ

Diplomacy-સામનીતિમા કોણુ બાઝી લઈ જાય છે. અને છેવટે તેમા ઈસ્ટ ઇન્ડીઆ કંપનીજ દાવ લઈ ગઇ. તેને પરિણામે અંગ્રેજો આ દેશના હાકિમ થઇ બેઠા. અહિં મ્હને યાદ આવે છે કે "તમદુને હિન્દ"ના ફ્રેન્ચ લેખકે પોતાના પુસ્તકમાં એક જગ્યાએ લખ્યુ છે કે રાજ્યો પચાવી જવાનું શિક્ષણ ઇંગ્લાંડ પાસેથી શીખવું જોઇએ. તેણે હિન્દનો દાખલો આપી લખ્યું છે કે અંગ્રેજોએ આ દેશ હિન્દીઓનાજ ખૂન અને રૂપીઆની મદદ વડે છતી લીધો. આ દેશને જીતવામાં જેટલી મોટી મોટી લડાઇઓ અંગ્રેજો લડયા છે તેમાંની ઘણીખરીમાં હિન્દી સિપાઇઓનાજ ખૂન વહ્યા હતા અને લડાઇનું ખર્ચ પણ એજ દેશનાં રૂપીઆથી કરવામાં આવ્યું હતું. અંગ્રેજોનું લોહી પણ એટલું નથી રેડાયુ કે જે લખવા યોગ્ય હોય, તેમ તેમના દેશના રૂપીઆ પણ ખરચાયા નથી. અને એમાં તો શંકા નથી કે રાજ્યો જીતવા નીકળેલ કોઇ રાજાને જ્યારે પોતાનો હેતુ આવી રીતે સધાતો હોય તો રાજદ્દારી નઝરે તે કોઇ બીજી કાર્ય પદ્ધતિ અખત્યાર કરવા પૂરતો મૂર્ખ ભાગ્યેજ બનશે. જો હિન્દ વાસીઓએ તેનો મુકાબલો બુદ્ધિ પૂર્વક ન કર્યો તો તેમાં તેમનોજ વાક હતો અને આજે અને હજી પણ જો હિન્દુસ્તાનીઓ આ પાઠથી શિખામણ લઇ સમજણા થઇ જાય તો તેમને તેમ કરતાં વારનાર કોઇ નથી.

અહિં સુધી તો સફળ સામનીતિનું સ્વરૂપ દેખાડવામાં આવ્યું. હવે તે મહાશયોની નૈતિક રીતભાતોનું દર્શન કરો, જેઓ આ ડિપ્લોમેસીની મદદથી હિન્દી સલ્તનતની જડ ઉખેડી રહયા હતા. એ જોશો એટલે તમને સંતોષ થઇ જશે કે આ દેશમાથી હિન્દી

સલ્તનત આ કારણથી નાશ નહિં પામી કે તેના દુશ્મનોમાં કોઈ ખાસ પ્રકારની ન્યાય પ્રિયતા અથવા માનવ-જાતનની નૈતિક ખૂબીઓ હતી, જેના પ્રભાવે સલ્તનતને અધોગતિના વમળમાં ફેંકી દીધી. કપ્તાન હેમિલ્ટન સાહેબનું આખું સફરનામું મ્હારી આ તુલનાના પુરાવા રૂપ છે. તે સમયમાં જે પોર્ટુગીઝ હિન્દુસ્તાનમાં વેપાર કરવા માટે આવતા હતા, તેમને વિષે કપ્તાન સાહેબ લખે છે કે:—

"જે માણસ તેમના ઉપર વિશ્વાસ મૂકતો હતો, તેને છેતરવામાં તેઓ કદી ચૂકતા ન હતા."

(પુ. ૨જું પા. ૭૭)

"પેગુના રાજાએ એક પોર્ટુગીઝને પોતાની ફોજનો જનરલ નીમ્યો હતો. તે એટલો બધો ઉદ્ધત અને અવિનયી થઇ ગયો હતો કે એક દિવસ જ્યારે હાથી પર સ્વાર થઇ કોઇ નવ વિવાહિત વહુને ઘેર તેના માબાપને મુબારકબાદ આપવા ગયો, ત્યારે વહુને દેખતાંજ તેની ઉપર તે એટલો તો લટ્ટુ થઇ ગયો અને પોતાની વિષયી લાગણીઓ ઉપરનો કાબુ ખોઇ બેઠો કે તે આ એક દિવસની પરણેલ વહુને બળાત્કારથી પકડીને પોતાને ઘેર ઉપાડી ગયો."

(ભા. ૨જો. પા. ૩૮)

"દરિયાઇ રસ્તાઓ ઉપર લૂટમાર કરવી એ તો તેમની દૈનિક અને સાધારણ રમત હતી." (ભા. ૧લો પા. ૧૬૪)

અંગ્રેજી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના બે મુખ્ય મથકો હતા. બંગાળા ઇલાકામાં કલકત્તા અને સુરત સુબામાં મુંબઇ. બંગાળામાં મી. જોબ ચનાક કંપનીનો એજન્ટ હતો. તેને શહિનશાહ અવરંગઝેબે.

પોતાની વેપારી કોઠી માટે ઇચ્છા અનુસાર જગ્યા પસંદ કરી લેવાની પરવાનગી આપી હતી. તેણે ઇ. સ. ૧૬૯૦માં તે જગ્યા પસંદ કરી, જ્યાં આજે ફોર્ટ વિલયમનો કિલ્લો છે. કપ્તાન હેમિલ્ટને આ મી૦ ચનાકના મોટાં મોટાં પરાક્રમો પોતાના પ્રવાસ પુસ્તકમાં વર્ણવ્યા છે. એક ઠેકાણે તેઓ લખે છે:—

"મી૦ ચનાકે પોતાની વસ્તી વસાવવા માટે આ જગ્યા લઇ લીધી હતી અને અહિં તે એક પ્રાંતના વાલીથી પણ વધારે સ્વતંત્રતા અને આપ ખુદીથી બાદશાહત કરતો હતો. ફેર માત્ર એટલોજ હતો કે વાલીઓ અને બાદશાહોમાં દિલસોઝી અને ઇન્સાનિયત હોય છે, જેનાથી તે છેકજ ખાલી હતો. જ્યારે કોઇ ગરીબ અજ્ઞાન હિન્દી તેના કાયદા વિરૂદ્ધ કંઇ કરતો ત્યારે, તેને નકકી ઘણોજ સખ્ત મેથીપાક અપાતો. અને ઘણે ભાગે તે જમવા બેઠો હોય, ત્યારે, આવી શિક્ષાઓ અમલમાં આણવામાં આવતી. જમવાના તેના ઓરડાની પાસે ગુનેહગારોના રૂદનો અને આક્રંદો તેને ગીતો અને સંગીતોની ગરજ સારતા હતા. આ જગ્યાની આસપાસ મૂર્તિ પૂજકો વસે છે. તેઓમાં પતિના મુરદા સાથે વિધવાઓનો સતિ થવાનો રિવાજ છે. મુગ્લોની લડાઇ પહેલાં મી૦ ચનાકે એક વેળાએ પોતાના અંગ રક્ષક સાથે એક જવાન વિધવાને સતિ થવાની કરૂણ રીતઅેદા થતી જોઇ. તેના સૌંદર્ય ઉપર તે એવો તો મોહી પડયો કે તરતજ પોતાના સિપાઇઓને આજ્ઞા આપી કે આ જલ્લાદોની પાસેથી તે બાઇને બળાત્કારે પણ છીનવી લાવો. આ આજ્ઞાનો અમલ થયો. બળાત્કારે તે રૂપવંતી અબળાને ચનાક સાહબને બંગલે પહોંચાડી દેવામાં આવી.

જ્યાં તે બેઉ ઘણા વર્ષ સુધી પ્રેમથી રહ્યા. અને તે સ્ત્રીને કેટલાક બચ્ચાઓ પણ થયાં. છેવટે મી૦ ચનાકનું કન્કત્તામાં રહેઠાણ થયું તે પછી તે મરી ગઇ. આના સંબંધમાં એક આશ્ચર્યજનક વાત એ છે કે તે બાઇએ પોતે ખ્રિસ્તિ થવાને બદલે ખુદ મી૦ ચનાકનીજ શુદ્ધિ કરી લીધી હતી. તે પછી મી૦ ચનાકમાં માત્ર એટલી ખ્રિસ્તિ માન્યતા દેખાતી હતી કે તેણે પોતાની પત્નિને સારા સત્કારથી દફન કરી અને તેની કબર ઉપર એક ઘુમટ બનાવ્યું અને જ્યાં સુધી પોતે જીવતો રહયો ત્યાં સુધી મૂર્તિપૂજકોના રિવાજ મુજબ વર્ષો વર્ષ એક મરઘી તે બાઇની કબર પર કાપી તેની વર્ષી ઉજવતો હતો. આ બનાવ સામાન્ય રીતે મશહૂર છે. અને તેની મ્હને વિશ્વાસ પાત્ર સાધનોથી ખબર મળી છે ચનાક સાહબના કલકત્તાના કિલ્લામાં જે હિન્દુ અને ઇસાઇઓ વસતા હતા, તેઓ કહેતા હતા કે આ બનાવ તદ્દન ખરો છે."

(પુ. ૨ જુ–પા ૮ ૯)

બંગાળમાં હુગલી નઝદીકની અંગ્રેજી વસ્તી (Colony) વિષે કપ્તાન સાહબ લખે છે કેઃ—

"જો કે આ નવી વસ્તીની વ્યવસ્થાપક સમિતિના સભ્યો ઘણી બાબતોમાં પોતપોતામાં મતભેદ કરે છે; પરંતુ તે બીજા માણસોને જેઓ એમના કબઝામાં આવી જાય છે, તેમને પજવવામાં સઘળા એકમત અને એકત્ર થઇ જાય છે. તેમને પરવાનગી નથી કે તેઓ પોતાની ઇચ્છા મુજબ ગમે ત્યાં મરઝી પ્રમાણે નફાથી માલની લેવડદેવડ કરે, પરંતુ તેમને ગવર્નર ઇન કાઉન્શીલ પોતાની મરઝી અનુસાર

કીમને ઉપર વેચાણ અને ખરીદ કરવા ફરજ પાડે છે. એમ તો વેપારીઓ આગળથી ગવર્નરની પરવાનગી લઇ રાખે છે, પરંતુ આ એક અક્ષમ્ય અપરાધ ઠરાવવામાં આવે છે કે તેઓ હુગલી જઇ ભાવતાલ વિષે પૂછપરછ પણ કરે."

(ભા. ૨ જો. પા. ૧૨-૧૩)

"જો કોઇ માલ વેચતો કે નાણા ધીરતો અને પછી જો ઉઘરાણી કરતો તો ધુતકાર, ફિટકાર અને મારધાડ વિના ભાગ્યેજ તે છટકી શકતો."

(ભા. ૧ લો. પા. ૨૪૮)

આ તો એક સાધારણ વાત થઇ પડી હતી કે યુરોપિયન મુસાફરો હિન્દીઓના નાચરંગના જલસામાં જ્યારે કદી નોતરવામાં આવતા, ત્યારે તેઓ ત્યાં જઇને વિનય, નીતિ અને લજ્જાને અભરાઇએ મૂકી વેશ્યાઓ સાથે વિષય વાસનાઓ પૂરી કરવામાં છૂટથી પરોવાઇ જતા.

(ભા. ૧ લો. પા. ૨૬૪)

ઓતો બંગાળના અંગ્રેજી વેપારીઓની નૈતિક સ્થિતિનું વર્ણન થયું. હવે મુંબઇ તરફની સ્થિતિ જુઓ. મુંબઇની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ મી૦ ચાઇલ્ડ નામના એક ગૃહસ્થ હતા. તેમને બીજા એક કપ્તાન પોરબર્ન જોડે અણબનાવ હતો. મજકૂર પ્રમુખે તેની વિરૂદ્ધ ખોટા દસ્તાવેજ અને બનાવટી કાગળો ઉભા કરી તેની સઘળી માલ મિલ્કત ઝપ્ત કરી લીધી અને તેને જેલખાનામાં પૂરી દીધો. આ કપ્તાનની સ્ત્રી કોડી માટે લાચાર થઇ ગઇ હતી. કેટલાક બીજા લોકોની સાથે પણ આવા કાવત્રાંઓ રમવામાં આવ્યાં હતા.

(ભા. ૧ લો પા. ૧૯૫)

મી૦ ચાઇલ્ડ જે, કંપનીના જનરલ હતા તેઓ બાઉચર નામના એક ગૃહસ્થ ઉપર નારાઝ થઇ ગયા. તેમણે એક વાણિયાને તેને કોઇ પણ રીતે ઝેર આપી મારી નાખવા ઉભો કર્યો. આ વાણિયો મી૦ બાઉચરના હિન્દી રસોઇઆને મળ્યો અને તેને મી૦ ચાઇલ્ડના અરમાન પૂરા કરવા માટે રૂપીઆની લાલચ આપી. હિન્દી રસોઇઆએ વાણિયાને વચન આપ્યું, પણ જે સફેદ હળાહળ અને રૂપીઆની થેલી વાણિયાએ તેને આપી હતી તે તેણે પોતાના શેઠ મી૦ બાઉચર આગળ લઇ જઇ મૂકી દીધી.

(ભા. ૧ લો પા. ૧૯૬, ૧૯૭.)

મી૦ પિટીટ નામના એક ગૃહસ્થને દરિયાઇ ચાંચીઆઓએ પકડી લીધો હતો. તેને છોડવા માટે પાંચ હઝાર પાઉન્ડ દંડ લેવાનું નકકી કર્યું હતું. મી૦ પિટીટે સુરતમાં પોતાના મિત્રોને રૂપીઆ ભરી દેવાનું લખ્યું. પરંતુ મી૦ ચાઇલ્ડે એક વાણિયા દ્વારા તે ચાંચીઆઓને કહેવડાવી દીધું કે મી૦ પિટીટ ઘણો ધનાઢ્ય પુરૂષ છે. એની પાસેથી પચ્ચીસ હઝાર પાઉન્ડ લીધા સિવાય છોડતા નહિં. આથી ચાંચીઆઓએ દંડની રકમમાં વધારો કરી દીધો. આ રકમ મી૦ પિટીટ આપી સકયો નહિં. અને બિચારો ૭ મહીનામાં તે ચાંચીઆઓની કયદમાં મરણ પામ્યો. આ ચાંચીઆઓ મી૦ ચાઇલ્ડને ગાળો આપતા હતા, કેમકે તેણે તેઓને એવી ખરાબ સલાહ આપી કે જેથી તેમના પાંચ હઝાર પાઉન્ડ પણ ગયા.

(ભા. ૧ લો. પા. ૧૯૮.)

આ તેજ મી૦ ચાઇલ્ડ હતા જેમનું વર્ણન આગળ આઠમાં

પ્રકરણમાં કરવામાં આવ્યું છે. અને જેમને ડાયરેક્ટરોએ એવી સૂચના મોકલી હતી કે હિન્દુસ્તાની વેપારીઓ પાસેથી પુષ્કળ રૂપીઆ સમેટી વહાણો ઇંગ્લાંડ મોકલી દો અને લડાઇની છેડછાડ કરો. એજ મહાશયે પાંત્રીસ કલમોવાળી ફર્યાદ-અરજી સુરતના સૂબા ઉપર મોકલી હતી. જેનું પરિણામ આઠમાં પ્રકરણમાં વર્ણવવામાં આવ્યું છે. હવે બીજા ગવર્નર સાહબનું વર્ણન સાંભળો:—

"જે સમયમાં સરજ્હોન ગેયર મુંબઇમાં કંપનીનો ગવર્નર હતો, તે સમયમાં એક ગૃહસ્થ પોતાની ચાલીસ વર્ષની સ્ત્રીને મુંબઇમાં છોડી કંઇ કામ માટે ચાન ગયો હતો. સાહબે તે સ્ત્રીના લગ્ન પોતાના પુત્ર સાથે કરી દીધા અને પહેલા લગ્ન માત્ર એટલીજ બિના ઉપર બાતિલ ઠરાવ્યા કે મુંબઇના પ્રચલિત કાયદાઓ અનુસાર લગ્ન-બંધનમાં ગવર્નરની પરવાનગી અનિવાર્ય છે જે, આ લગ્નમાં કાનૂન અનુસાર લેવામાં આવી નથી."

(પુ. ૧ લું. પા. ૨૩૫.)

કપ્તાન હેમિલ્ટનને આ ગવર્નર વિષે એવી શંકા હતી કે એક વેળા તેણે પોતાને પોતાની સ્ત્રી સહિત જાણી જોઇને કોઇને કોઇ રીતે સુરતના ગવર્નરનો કયદી બનાવ્યો હતો. આમાં તેનો આશય એ હતો કે તેને સુરતમાં રહેવાની તક મળી જાય, અને ત્યાં તે પોતાની અંગત થાપણને કોઇ વેપારમાં રોકવાની ગોઠવણ કરી સકે. (પુ. ૧ લું. પા-૨૩૬.)

"સર જોન પછી સર નિકોલાઝવેટ ગવર્નર નીમાયો. એ એવો દુષ્ટ માણસ હતો કે ખુદ કંપનીના નોકરોએજ તેને પકડીને એક

કપદી પેઠે વિલાયત સોકની દાબો હતો" .

(ભા ૧ લો. પા.-૨૭૬.)

આ સ્થિતિ તો ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના અધિકારીઓની, દિન્દ-ભૂમિ ઉ૨ હતી. સમુદ્ર વિષે કપ્તાન સાહબ લખે છે, કે એન્જ યુરોપવાસી વેપારીઓ કોઇ કોઇ વખત દરિયાઇ ડાકુઓ પણ બની બેસતા હતા અને મોટી મોટી ક્રૂરતાઓ કરતા હતા. સુરતના વર્ણનો લખતાં એક ઠેકાણે કપ્તાન સાહબ લખે છેઃ—

"ઇ.સ. ૧૬૯૫ માં કપ્તાન એવુવરી નામના એક દરિયાઇ ચાંચીઆએ આ શહેરના વેપાર અને શાન્તિમાં વિઘ્ન નાખ્યું અને ચાર નાના વહાણો સાથે હુમલો કરી મુગલ સરકારનું એક વહાણ લઇ લીધું. જેથી કરીને પુષ્કળ ચાંદી, સોનું અને એક મુસલમાન સ્ત્રી લૂંટમાં તેને હાથ લાગી. રાતા સમુદ્ર અને મેડાગાસ્કરવાળા પ્રકરણમાં હું બતાવી ગયો છું તેમ, તે સમયથીજ આ શહેરને વેપારમાં ઘણા ધોકાઓ પહોંચ્યા છે."

(ભા. ૧ લો. પા. ૧૪૬)

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના અધિકારીઓની સામાન્ય સ્થિતિ વિષે કપ્તાન સાહબ લખે છે કે આ કંપનીના અધિકારીઓને હાથે એવા એવા અને એટલા એટલા જુલમો અને સિતમો થતા હતા કે કોઇ આકાશી કિતાબમાં કે માનવી કાનૂનમાં એટલો પ્રભાવ કે બળ નહતો કે તે એ લોકોને આવા અત્યાચારોથી રોકી સકે.

(ભા ૨ જો. પા. ૬૮.)

"જ્યાં કદી મુગલ પ્રજા અંગ્રેજોને મોટા મોટા પગારો આપી

નોકર રાખતી, ત્યારે કંપનીના અધિકારીઓ, તમારા પગારો બહુ મોટા છે એમ કહી બળાત્કારે પણ તેમના પગારોમાંથી થોડુ ઘણું પડાવી લેતા." (પુ. ૧ લુ પા ૨૩૪)

અહિં સુધી તો ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વેપારીઓની સામાન્ય નીતિનુ વર્ણન થયુ. પણ એમ જણાય છે કે તે સમયમાં નૈતિક દૃષ્ટિએ આ ગોરાઓનો પૂરે પૂરો દળ સદાને આધિન થઇ ચુકયો હતો. જે લોકે આ વેપારીઓની રીતભાત સુધારી સકતા હતા અથવા જેમનો કંઇ પ્રભાવ પડી સકતો હતો તે પાદરી સાહેબોનો વર્ગ હતો, પરંતુ કપ્તાન હેમિલ્ટનના વિચારો આ વર્ગ વિષે એ છે કે જ્યાં જ્યા એમના મુબારક કદમો પહોંચતા ત્યાં ત્યાં શરાબખાનાઓ અને અમન ચમનના રંગ ઢંગ પણ સાથે સાથે પહોંચી જતા હતા અને જેઓ, આવા જીવનથી અત્યાર લગી નિર્મુખ રહ્યા હતા, તેઓ પણ પાપમય થઇ જતા. બચવું ઘણું વિકટ હતું.

(ભા. ૨ જો. પા. ૮૫, ૮૬)

"બમસની તો એ સ્થિતિ હતી કે દેવળોમાં છડેચોક શરાબ વેચાતી હતી, અને જે છૂટ સરકાર તેમને આપતી તેનો તેઓ ભૂંડામા ભૂંડો અને દુષ્ટમાં દુષ્ટ લાભ લેતા હતા."

(ભા ૧ લો. પા. ૮૪)

"ગોવાની મિશનરીઓની એ હાલત હતી કે કોઇ માણસ એક નજીવી વસ્તુ દાખલા તરીકે માછલી વગરેહ બાઝારથી ખરીદે અને પાદરી સાહબને આપવાની ના પાડે તો તેઓ તેને મુરતદ કિંવા ધર્મ બાહિર ઝાહિર કરી દેતા હતા. અને પછી તે બાપડો

સાત પાઉન્ડનો દંડ આપ્યા વિના પાછો દાખિન થઇ સકતો નહતો ”
(ભા ૧ લે। પા ૨૫૨)

“ તેઓ લોકોને કઇ કઇ પ્રકારના જાદુઇ ખેલો અને હાથ ચાલાકીના ચંતુરો દેખાડી પોતાના વિશ્વાસુ બનાવી લેતા હતા.”
(ભા ૧ લે. પા ૨૩૫)

‘ જો કોઇ માણસ પોતાના પાપોથી મુકિત મેળવવા ઇચ્છતો તો તે તેને ઘણુ આસાનીથી ખરીદી લઇ સકતો હતો ”
(ભા ૧ લે। પા ૩૨૪)

‘ વાગનોરમા કેટલાક એવા બેશરમ પાદરીઓ પણ હતા કે તેઓ થોડાક રૂપીઆના બદલામા મુસાફરો માટે સ્ત્રીઓ સુદ્ધા પૂરી પાડવામા અધર્મ સમજતા નહતાં અને તેમની માન્યતા એ હતી કે કંઇપણ લાભ થતો હોય તો ચોરી, ખૂન અથવા વ્યભિચાર કર વામા મુદ્દલ પાપ નથી ”
(ભા ૧ લે પા. ૨૮૨)

એમનેજ વિષે કન્નાન સાહબ લખે છે કે આ વર્ગ દુન્યાના મહાન પાખંડીઓમાનો એક છે

(ભા. ૧ લે. પ. ૨૨૭)

ઉપર સ્પષ્ટ-કરી દેવામાં આવી તેવી હતી, તો પછી એમા શંકને સ્થાનજ નથી રહેતું કે જે Diplomacy—સામનીતિ આ દેશને પરાધીન બનાવવામાં અંતે મફળ થઇ, તેમાં મૂળથી ન્યાય કે નીતિને, કશું લેવું દેવું, નહતું. આ સામનીતિ આવા ગુણોની મદદ વિનાજ પાર પડી. મ્હેં "મૂળથી" શબ્દ ઇરાદાપૂર્વક વાપર્યો છે. હું ઇચ્છું છું કે કંઇ સમજફેર થાય નહિં, આ બનાવોને ઇંગલેંડના તે નીતિમાન નેતાઓ જોડે કંઇ સંબંધ નથી જેમણે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વેર કહેરનો વિષય પ્રજા અને પાર્લામેન્ટ સમક્ષ પોતે રજુ કર્યો હતો. હું તેમને પણ ગણતો નથી જેઓ કંપનીના કાર્ય પછી અને હિન્દી સલ્તનત નાશ પામી અને અંગ્રેજી સલ્તનત મજબુત થઇ ગઇ ત્યારે હિન્દુસ્તાનમાં સત્તા અર્થે મોકલવામાં આવ્યા હતા. એમાં શંકા નથી કે તેમણે જુલ્મ અને સિતમ દૂર કરવાની અને ઇન્સાફ પ્રસારવાની કોશિશો કરી. મ્હેં જુલ્મો અને અત્યાચારોના આ બનાવો રજુ નજ કર્યા હોત, પણ કોઇ દેશના ઇતિહાસમાં, ઉપર વર્ણવેલ એવા મોટા મોટા બનાવો લખવાની ઝરુરત એટલા માટે પડે છે કે પ્રજાઓ અને તેમના રાજ્યોની જિંદગી અને મવતના સંબંધી જે સિદ્ધાંત કુદરતે બનાવ્યા છે, તેનું પુરી રીતે મનન થઇ સકે, અથવા એમ કહો કે સત્ય ઇતિહાસની ફિલસુફીનું ખરૂં ધોરણ તૈયાર કરી સકાય. અને એ સમજી સકાય કે દુષ્ટમાં દુષ્ટ માનવ વર્તનો અને નીતિયો પણ અમુક અમુક પ્રસંગે એ કેવી રીતે ફાવી જાય છે. પછી તેમના ફળો ગમે તે ભોગવવા પડે.

---

# પ્રકરણ ૧૦ મું.

## પાછલા પ્રકરણો ઉપર એક નજર.

અહિં સુધી આ નવ પ્રકરણો ખરૂં જોતાં આ પુસ્તકના હવે પછીના ત્રણ પ્રકરણોની પ્રસ્તાવના રૂપ છે. મૂળ હેતુ આ ત્રણ પ્રકરણોજ લખવાનો હતો. અત્યાર લગીના પ્રકરણોમાં, ૯૦ પછીના પ્રકરણોમાં જાહિર થનાર વિચારોને અનુમોદન આપનારા પુરાવાઓ ભેગા કરી દેખાડવાની નેમ માત્ર હતી. હવે પછીના ત્રણ પ્રકરણોમાં ત્રણ મુદ્દાઓ ઉપર લક્ષ દોરવા અને ચર્ચા કરવામાં આવશે. પહેલું એ કે હિન્દુ દેશબંધુઓએ મુગલ કાળ કયા દૃષ્ટિ બિંદુથી જોવો જોઇએ? બીજું એ કે મુસલમાનોએ હિન્દ કયા દૃષ્ટિ બિંદુથી જોવું જોઇએ? અને ત્રીજું એ કે હિન્દુ-મુસલમાનોમાં મજબુત એકતા કાયમ રાખવાની ઉત્તમોત્તમ તદબીરો મ્હારી નજરમાં શી શી છે?

આ પ્રકરણમાં આપણે ગયા પ્રકરણો ઉપર એક ટુંક નજર ફેરવવી જોઇએ, કારણ કે તેમાં સમાવેલ બિનાઓની મદદ વડેજ મજકુર ત્રણ વિષયો આવતા ત્રણ પ્રકરણોમાં સરળતાથી ચર્ચી શકાશે.

પાછલા પ્રકરણોમાં અવરંગઝેબના અમલના હિન્દનું ચિત્ર દોરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, એના બે કારણો હતા. એક તો એ કે મુગલ સમયના દવરનો ખરેખરો તેજ છેલ્લો બાદશાહ હતો. બીજું કારણ એ હતું કે એને મુગલ કાળનો કટ્ટર ધર્માંધ મુસલમાન બાદશાહ ગણવામાં આવે છે.

## કેળવણી.

બીજા પ્રકરણમાં બતાવવામાં આવ્યું છે કે અવરંગઝેબના કાળમાં ફક્ત એકજ શહેર "ઠઠ્ઠા"માં અંગ્રેજ મુસાફર મી૦ હેમિલ્ટને ચારસો વિદ્યાલયો જોયાં. તે એટલાં વિશાળ હતાં અને તેમની ભવ્યતા તેમની આંખમાં એવી દેખાઇ હતી કે તેઓ તેમને "કોલેજો" કહે છે. શું દુન્યાનો બીજો કોઇ પણ પ્રદેશ કેળવણીના પ્રચારમાં તે વેળાએ એનાથી વધુ ચંગી રીતે ગુંથાઇ ગયો હતો?

## ધાર્મિક સહિષ્ણુતા.

ત્રીજા પ્રકરણમાં એમ બતાવવામાં આવ્યું છે કે અવરંગઝેબના કાળમાં આ દેશની ધાર્મિક સહિષ્ણુતા અને ધાર્મિક છૂટ છાટની એવી સ્થિતિ હતી કે એક અંગ્રેજ મુસાફરને ધાર્મિક દૃષ્ટિએ હિન્દુ અને મુસલમાનોમાં તફાવત કરવાનું કામ મુશ્કિલ થઇ પડયું હતું. આજે પણ હિન્દુસ્તાનમાં લાખો રૂપીઆની એવી જાગીરો મવજૂદ છે કે જે મુગલ બાદશાહોએ મંદિરોની મદદ માટે બખશિશ કરી હતી. ખુદ અવરંગઝેબ વિષે, જે ઘણો ધર્માંધ કહેવાય છે, હમણા થોડા દિવસ ઉપર એક જાણકાર મુસલમાને હિન્દુ મુસલમાનોની ભેગી અને મોટી સભામાં એમ કહ્યું હતું કે "ફક્ત બનારસમાંજ મ્હારી સાથે ચાલ્યા આવો તો હું ત્યાંના પુજારીઓ પાસેથી તેમની સનદો કઢાવી દેખાડી આપીશ કે તેમાંની લગભગ સઘળી એજ બાદશાહની બખશિશ છે. ખ્રિસ્તીઓને પણ દેવળો બનાવવાની પરવાનગી અપાઇ હતી. હવે ઝરા તે સમયના યુરોપનો ઇતિહાસ વાંચો અને

ત્યાંની ધાર્મિક કાપાકાપ સાથે હિન્દની સ્થિતિને સરખાવો. ત્યારે તમે કંઇક જાણી સકશો કે મુગલ કાળમાં ધાર્મિક સહિષ્ણુતા માટે દેશ કેટલી હદ સુગી તૈયાર થઇ ગયો હતો.

## વેપાર ધંધાની વૃદ્ધિ અને માલ-ધનની રેલછેલ.

ચોથા પ્રકરણમાં હિન્દનો ધંધો અને સુખાકારી વિષે વર્ણન કરતાં અમે દેખાડી ચુકયા છીએ કે સુરતના માત્ર એક અબ્દુલગફૂરનીજ વેપારી મૂડી અંગ્રેજી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની કુલ વેપારી પુંજીની બરાબર હતી. અને માત્ર અહમદાબાદ અને સુરતના વેપારીની રાણુ-ઉપજ એટલી હતી કે તે સમયના અંગ્રેજ વેપારીઓ અને મુસાફરોને તે માટે અદેખાઇ ઉપજવા લાગી હતી. તે સમયમાં જરૂરી વસ્તુઓના ભાવ પણ બતાવવામાં આવ્યા છે. વેપાર, દૌલત અને સુખાકારીને આધારે તે સમયની દુન્યાના કોઇ દેશનો મુકાબલો હિન્દ સાથે કરી લેવામા આવે, પછી જોવું જોઇએ કે મુગલ સમયમાં વેપાર ધંધો કઇ ઉન્નતિને શિખરે પહોંચી ગયો હતો

## ન્યાય-અને સુલહ શાન્તિ:

ન્યાય અને સુલહ શાન્તિના પાંચમાં પ્રકરણમાં એમ બતાવવામાં આવ્યું છે કે એક અંગ્રેજ જેણે અવરંગઝેબના સમયમાં હિન્દના જુદા જુદા ભાગોમાં મુસાફરી કરી અને ત્યાંની સ્થિતિનું પોતે સંભાળપૂર્વક અવલોકન કર્યું હતું, તેનો અભિપ્રાય છે કે કોઇપણ મુસાફર જાનમાલની જરા પણ બહીક વગર આખા દેશમાં વિના સંકોચે અને સહેલાઇથી પ્રવાસ કરી સકતો હતો. ટપાલની વ્યવસ્થા

એવી હતી કે દૂર દૂરના મુલકોને દિલ્હી પહોંચતા માત્ર આઠ દિવસ લાગતા હતા. આપ વિચાર કરી શકો છો કે આવી વ્યવસ્થા કાયમ રાખવા માટે આવક જાવક અને સડકોની સંભાળના શા શા બંદોબસ્ત નહિં ગોઠવ્યાં હોય.

## ઉદ્યોગ અને કારીગરી.

હવે હુન્નર ઉદ્યોગનો વિભાગ લઇએ. મુગલ સમયે દેશમાં એવી સ્થિતિ આણી મૂકી હતી કે ફક્ત એક શહેરના કારખાનાઓમાં પચાસ હજાર વણકરો કામ કરતા હતા. આ કિસ્સા કહાણી નથી. ઐતિહાસિક હકીકત છે. ટુંકમાં આજે કંઇ લખવામાં આવ્યું છે તે આંખે જોયેલા બનાવો છે. ઇ. સ. ૧૯૨૪ માં બ્રિટિશ રાજ્યનું જે શાહી પ્રદર્શન ભરાયું હતું, તેમાં હિન્દી વિભાગમાં મ્હને કોઇ પણ વસ્તુ એવી દેખાઇ નથી જે મુગલ સમયમાં બનતી નહોય અથવા જેને બનાવતાં, મુગલ સમય પછી ગઇ સદીમાં આ દેશે શીખી હોય. આ સઘળા વિષયો અને બનાવો માટે પ્રકરણ છઠ્ઠું જુઓ.

## યુરોપીઅન વેપારીઓ સાથે અવરંગઝેબનું વર્તન.

જો વાચકને એ જાણવું હોય કે આ દેશનો વેપાર રોઝગાર વધારવા અને એશિયાને એકત્ર કરવા મુગલ સમયમાં શા શા પ્રયત્નો કરવામાં આવ્યાં, તો ઝરા આલમગીરી સમયના તે બનાવો જુઓ જેના દસ્તાવેઝી પુરાવા આજે પણ મોજૂદ છે પ્રકરણ આઠમું જુઓ. તેમાં અંગ્રેઝી કંપનીનો અસલ પત્ર વહેવાર અને અવરંગઝેબના અસલ ફરમાનની નકલ કરવામાં આવી છે.

# યુરોપીઅન વેપારીઓની ટુંકી દૃષ્ટિ.

જો વાંચકને તે મુશ્કિલીઓની તુલના કરવી હોય જેમાં, મુગલ સમયનો છેવટનો દરબાર વિંટળાઇ ગયો હતો અને જો પોતાના દેશના અધિકારીઓની નીતિ રીતિની સરખામણી તે લોકોના ચરિત્ર સાથે કરવી હોય જેમની, Diplomacy સામનીતિ અને પ્રપંચે મુગલ સલ્તનતની જડ કાપી, તો નવમાં પ્રકરણ ઉપર નજર નાખે. આ ખુલાસો તે બનાવોનો છે જેનું વર્ણન પાછળના પ્રકરણોમાં કરવામાં આવ્યું છે.

# પ્રકરણ ૧૧ મું.

## હિન્દુઓનો દૃષ્ટિ બિંદુ.

### હવે આપણે આપણા મૂળ વિષય ઉપર આવીએ.

### સમસ્ત હિન્દને એક સામ્રાજ્ય બનાવી દીધું.

આ સઘળા પ્રયત્નોની એકત્ર અસર હિન્દ ઉપર શી થઇ? મ્હારો અભિપ્રાય એ છે કે જો ખુદાની ઇચ્છા એવી હતી કે છેવટે સમસ્ત હિન્દુસ્તાન રહી રહીને એકત્ર થઇ જાય, તેની સંસ્કૃતિ એક થઇ જાય, તેના મોટા મોટા પહાડો અને નદીઓ તેના રહેવાસીઓને જુદા ન કરી સકે, તો તે પરમ શકિતમાન પરવરદિગારે તેનો પાયો મુગલ બાદશાહોના હાથે નંખાવ્યો હતો. તેના ગર્વની વરમાળ અવરંગઝેબને ગળે શોભે છે, કારણ કે એજ અવરંગઝેબના રાજ્યને અંતે ભારત વર્ષ એક સંયુકત સલ્તનત અને Empireનું રૂપ ધારણ કરી ચુકયું હતુ. પશ્ચિમ-હિન્દ, પૂર્વ-હિન્દથી અને ઉત્તર-હિન્દ, દક્ષિણ-હિન્દ સાથે જોડાઇ ગયું હતું. ત્યાના વતનીઓ ઘણા ખરા સેળ ભેળ થઇ ગયા હતા. હિન્દ આખું જુદા જુદા પ્રાંતોમા વહેંચાઇ જઇ એક રાજગાદી-દિલ્લીના એકજ તખ્ત-હેઠળ આવી ગયું હતુ; કેમ જાણે તે એકજ દેશ છે. અને પ્રાંતોની લગભગ તેજ વહેંચણી અનુસાર આજે પણ હિન્દમા રાજ્ય ચાલી રહ્યું છે.

### કાયદાઓ ઘડાયા.

બ્રિટિશ હિન્દમા આજે મિલ્કતના જે કાનૂનો અને મહેસુલ

વસુલ કરવાના નિયમો પ્રચલિત છે તે સંબંધી, શું કોઇ ઇન્કાર કરનાર કે તેનું હાડપિંજર શહેનશાહ અકબરના કાળમાં ગોઠવાયું હતું ! અમારા હાલના હાકિમોને સજ્જનતની યોજનાઓ અને બંધારણોના ખરડાઓ ઘડવાની મુદ્દલ તકલીફ લેવી પડી નથી. તેમને અકબંધ ઇમારત તૈયાર હાથ આવી ગઇ. એ ખરૂં છે કે, તેઓ તેમાં પ્રસંગોપાત સુધારા વધારા અને ફેરફારો કરતા રહ્યા છે. અને સમયના વહેણ અને પ્રજાના જીવન પરિવર્તનો સાથે તેમ કરતાં રહેવું પડશે, અને એવું દરેક રાજ્યમાં કરવું પણ પડે છે. યુરોપની વિજયી અરબોએ યુરોપને ન્યાય, નીતિ અને કચેરી-પદ્ધતિ અને તેમજ બીજી વૈજ્ઞાનિક વિદ્યાઓના જે સિદ્ધાંતો વડે દીપિત કર્યું હતું, તેમને હિન્દુસ્તાનમાં દાખિલ અને ચાલુ કરવાનું પહેલું માન પણ મુગલ કાળના રાજકર્તાઓજ ખાટી જાય છે.

## હિન્દની પુરાતન સંસ્કૃતિ.

અમને આ દેશની સંસ્કૃતિ ઉપર ખાસ સ્નેહ છે. તેણે આત્મિક કેળવણી અને પ્રગતિની ઘણી મન્ઝિલો ખેડી છે, એટલુંજ નહિં પણ રાજનીતિમાં પણ પુરાતન દુન્યામા એક નૂતન વિશેષતા પ્રાપ્ત કરી હતી. અમારા અભિપ્રાયમાં આ દેશને માટે એક સમય સુધી તેજ સંસ્કૃતિ અનુકુળ હતી. પરંતુ અમે એમ કહેવાને તૈયાર નથી કે તે સંસ્કૃતિ હિન્દની ઉન્નતિની સીડીનું છેલ્લું પગથીઉં હતું. મનુષ્યોને તેમના ધંધાને આધારે જુદા જુદા વિભાગોમાં વહેંચી દેવા અને પછી તેમની રહેણી કરણીમાં એવી લોખંડી ભીંતો ચણી

લેવી કે તેઓ માંહોમાંહે લગ્ન, વિવાહ, ભોજન, પાન કરી નહિં પણ, સ્પર્શા સ્પર્શ કરવોએ કેટલીકવાર પાપના કાર્યમાં લેખાય, અથવા જ્ઞાન પ્રાપ્તિને હક માણસોના ખાસ એક ભાગ એટલે બ્રાહ્મણોનેજ ભોગવવા દેવામાં આવે, અથવા બીજા ધર્મના લોકોની સાથે ભેદ ભાવથી વર્તન ચલાવવામાં આવે, અથવા જ્ઞાન મેળવવા યા વેપાર કરવા માટે પરદેશ ગમન કરતાં રોકવામાં આવે, અથવા ચૌદ પંદર વર્ષની વિધવાનું પુનર્લગ્ન ન કરવા દેવામાં આવે તો નહિં, પણ તેને સતી થવાની ફરજ પાડવામા આવે, એ અને એવા પ્રકારના બીજા સઘળા રીત રિવાજો જે, હિન્દની પુરાતન સંસ્કૃતિમા દાખિલ થઇ ગયા હતા તે, સમાજની તે વેળાની સ્થિતિની રૂએ, જ્યારે હિન્દુએ એક આર્ય કવમ્ તરીકે પહેલાં આ દેશમાં આવ્યા હતા ત્યારે, કદાચ તેની અગત્યતા અને જરૂરત હશે, પરંતુ આજે એ કહેવું મુશ્કેલ છે કે તે સુધારો પોતાના રંગમાં એવો હતો કે હિન્દની દૈનિક પ્રગતિ સાથે જેમને તેમ અખંડ રહી સકે.

## પુરાતને સંસ્કૃતિમાં પરિવર્તન.

જે પુરાતન સંસ્કૃતિનું વર્ણન થઇ રહ્યુ છે, તે કદાચ વેદાંતનુ શિક્ષણ નહોય; પરંતુ એક કે બીજે કારણે તે સંસ્કૃતિ હિન્દમાં સ્થાપિત થઇ ગઇ હતી. મ્હારા વિચાર પ્રમાણે આ સંસ્કૃતિમા જે જરૂરી ફેરફાર ઝપાટા બંધ થઇ રહ્યો છે તેની શરૂઆત કરવાનો સેહરો પણ મુગલ કાળનેજ શિરે યોગ્ય રીતે શોભે છે. જેમ આર્ય સમયમાં હિન્દુઓ આવી વસ્યા તેમ મુસલમાનો પણ આ દેશમાં આવી વસી ગયા; પરંતુ તેઓ પોતાની સાથે એક બીજી સંસ્કૃતિ

લાવ્યા, જેનું સત્વ તેઓએ હિન્દુઓની પુરાતન સંસ્કૃતિ સાથે મેળવી દીધું. જે સંસ્કૃતિની રૂએ કોઇ સમયમાં એક મુસલમાનનું હિન્દુને સ્પર્શ કરવું તો બાજુએ રહ્યું, પણ એક હિન્દુ ધર્મનીજ કેટલીક પેટા જાતિઓ એક બીજાને સ્પર્શ કરી સકતી નહતી, તેમાં મુસલમાનોએ અહિં આવીને પરિવર્તન કરી દીધું. અને છેવટે મુગલ સમયમાં આ પરિવર્તને એવું રૂપ ધારણ કરી લીધું કે તેઓ એકમેકના પાડોસી બનીને, એકજ ભીંતની સેપા હેઠળ જિંદગી ગુઝારવા લાગ્યા. હિન્દના સઘળા બાળકોને એક સપાટી ઉપર લાવવાની રચનાત્મક શરૂઆત પણ એજ મુગલ કાળમાં થઇ હતી. વળી એજ મુગલ કાળમાં જ્ઞાન સંપાદનના હકોનું વર્તુળ પણ વિશાળ કરવામાં આવ્યું. અને કાયસ્થોની ગણની કેળવાયલા વર્ગમાં થઇ ગઇ. સ્પર્શાસ્પર્શના રિવાજ વિષે મહાત્માગાંધી અને બીજા દેશ–નેતાઓની શિખામણ આજે એ છે કે તે, દેશની પ્રગતિને માટે કાતિલ ઝેર છે. પરંતુ આ પાઠની બારાખડી હિન્દજનોને મુગલ સમયથીજ શીખવવી શરૂ થઇ ગઇ હતી. દરેક નવા રીત રિવાજોની શરૂઆત સમાજના શિરથી શરૂ થતી આવી છે; તેથી કરીને અકબર બાદશાહે સતી થવાના પુરાતન રિવાજને ફરજિયાત બંધ કરી હિન્દુ મુસલમાનોમાં શાદીની પ્રથા પણ ચાલુ કરવા ઇચ્છયું હતું. અને તેનો આરંભ પોતેજ કર્યો હતો. વસ્તુત: હિન્દની પુરાતન અને સખ્ત સંસ્કૃતિમાં જે મરોડ આજે દેખાઇ રહી છે અને જેને પ્રતાપે હિન્દ દિન-પ્રતિ દિન વેગ સેતી પ્રગતિનો બોજો ઉંચકી સકે છે, તે મરોડ બરાબર મુગલ સમયથીજ ઉપસ્થિત થઇ રહી છે. ત્યારે તો આજે આપણે

આટલાં આગળ વધી રહ્યા છીએ. આ ફેરફાર ઉત્પન્ન કરવામાં હવે તે કંટકો અને સંકટોનો મુકાબલો કરવો નથી રહયો જે, આરંભમાં મુસલમાનોને કરવો પડયો હતો, જ્યારે તેઓએ હિન્દુઓની વિલાસ સાથે પોતાની દિવાલ એક કરી દેવાનું બીડું ઝડપ્યું હતું.

## મ્હોટાં મ્હોટાં શહેરો વસાવ્યાં.

આ મુગલ કાળમાં એવા મોટા મોટાં શહેરો વસાવવામાં આવ્યા કે જ્યારે લોર્ડ કલાઇવે અથવા લોર્ડ વૉર્ન હેસ્ટિંગ્સે (એમાંથી કયો એક તે મ્હને હમણા બરાબર યાદ નથી.) ઢાકામાં પ્રવેશ કર્યો અને ત્યાંની આબાદી અને વેપાર જોયા ત્યારે આમ કહ્યું કે લંડન અને ઢાકામાં માત્ર એટલો ભેદ છે કે ઢાકાનો વેપાર લંડનના વેપાર કરતાં ઘણોજ વધારે છે આ મોટા શહેરોમાંથી કેટલાક તો આજે ઘણીજ પડતી દશામાં આવી પડયા છે, કેમકે ઠઠ્ઠા જે, સિંધુનું એક ઘણું મોટું શહેર હતું, જ્યાં ચારસો વિદ્યભુવનો હતાં, તે હવે માત્ર એક નાના કસબા તરીકે બાકી રહ્યું છે, અથવા શાદીઆબાદમંડુ નગર જેના સુશોભિત ખંડેરો ધાર રાજ્યના ઇલાકામાં આજે પણ પોતાના આનીઓની મોટાઈ અને કીર્તિને મુંગી જીભે રડી રહ્યાં છે, તે પણ એક ઉજ્જડ ગામડું છે.

## અલૌકિક ઇમારતો બનાવી.

Saracenic Art—મુસ્લિમ બાંધ કામ કળાની કેવી કેવી ખૂબસુરત, મહેરાબદાર, આરસની ઇમારતો, પહોળી સડકો, મુસાફરખાનાઓ, કેવા કેવા બાગ બગીચાઓ, પાણી પુહોંચાડવાની અમાપ

અને અદભુત યોજનાઓ અને તળાવો બનાવી બનાવીને હિન્દને શણગારી સુશોભિત બનાવવાની કોશિશ એજ મુગ્લ કાળમાં કરવામાં આવી હતી ?

## દરિયાઇ વેપારની વૃદ્ધિ.

હિન્દની મોટી મોટી નદીઓ દ્વારા વહાણવટાથી વેપાર વૃદ્ધિના પ્રયત્નો અને નહેરોથી ક્ષેત્રોમાં જળ સિંચન કરવાની કોશિશો કરવામાં આવી. એ વિષે કેટલુંક આપણે ચોથા પ્રકરણમાં કહી ગયા છીએ.

મોટા પાણીના બાંધકામો જોતાં ગાલો. શ્રીનગર પહોંચવાના પહેલાં રસ્તામાં કેસરના ક્ષેત્રોની પણ સહેલ કરી લ્યો. જેની જડો હિન્દની ઝમીનને સુવાસિત કરવા માટે ઠેઠ ઇરાનથી લાવવામાં આવી હતી. અને જેને જોવા માટે આજે પણ મુસાફરો દૂર દૂરથી આવ્યા કરે છે. શ્રીનગર પહોંચીને પહેલાં તે નસીમબાગને જુઓ જ્યાં, સૈકાઓના પુરાણા ચુનારના રાક્ષસી ચડવાળાં ઝાડો ઉભાં રહી પોતે ઇરાની અસલ નસલના હોવાનો ઢંઢેરો પીટી રહ્યા છે. આ ચુનારનો ઝાડ જેનાં ઉપર કાશ્મીરની ખીણી-વાડીઓ આજે આટલો ગર્વ લઇ રહી છે, અહીં જે તેને એટલો પ્રિય છે કે ત્યાંના કાયદા અનુસાર તેની એક ડાળીને કાપવી એ પણ ગુન્હો છે. તે ઝાડ મુગલ કાળગાંજ ઇરાનથી લાવીને રોપવામાં આવ્યો હતો.

## કાશ્મીરનું પુરાતન વિદ્યાલય અને આશ્રમ.

આ નસીમ બાગમાં પૂર્વ તરફ ઉભા રહેવાથી આપની નઝર રહી રહીને એક દૂરના પહાડની ટોચ ઉપર પડશે, જેના ઉપર એક ભવ્ય પણ વીરાન પડેલી ઇમારત દેખાઇ રહી છે. ત્યાં પહોંચેલા રસ્તાઓની નિશાનીઓ પણ હજી બાકી દેખાઇ રહી છે પરંતુ ત્યાં કોઇ આદમ-પુત્રનો પડછાયો પણ દેખાશે નહિં. દૂર ચિ-તચોર, ઇમારત બહુ મોટી પણ વીરાન અને મૌન ભયંકર. તેની ચોગર્દમ બીજા કોઇ મકાનનું નામનિશાન નઝરે પડતું નથી, વાંચકોના હૈયાં તે ઇમારતને નઝદીકથી જોવા માટે દોડી જવા તલસી રહેશે. પણ શિકારાનો કાશ્મીરી હાંજી (હાઉસ બોટનો નાવિક) તેમ

તમને એમ કહીને રોકશે કે રખે ત્યાં જતા; ત્યાં ભૂત પ્રેત વસે છે. મોટા મોટા ઝેરી, સાપો અને રાક્ષસી નાગો દરેક બખોલમાં કે ખૂણામાં સૂઇ રહ્યા છે અને વાવેલુ રહેઠાણુ છે. વાચકો અચબો પામી પૂછશે કે, ત્યારે આ ઇમારત શા હેતુથી બનાવવામાં આવી હતી? વધુ પૂછપરછથી માલૂમ પડશે કે તે વિદ્યાલય છે, જેમાં ભણવા માટે મુગ્લ કાળમાં દૂર દરાઝથી લાંબી મુસાફરી કરીને વિદ્યાર્થીઓ આવતા હતા. જે મકાન નીચે દેખાય છે, તે એક દિવસ વિદ્યાર્થીઓ માટે રહેવાનું આશ્રમ હતું. ઘીચ જંગલ કાપીને તે પર્વતને વિદ્યાર્થીઓથી વસાવવામાં આવ્યું હતું. આજે તો આ ઉજ્જડ ઇમારતની શાન્ત દિવાલો મુગલ કાળની સંસ્કૃતિઓ અને સાહસોના ચિન્હો માત્ર દેખાડી રહી છે. અને પોતાની શાન્ત ઝુબા વડે પોતાના બનાવનારાઓની મહાનતા અને કીર્તિના પ્રસંશા-ગીતો (કસીદાઓ) અને પોતાની અધોગતિ અને બરબાદીના શોક-ગીતો (મરસીઆઓ) લલકારી રહી છે. પરંતુ જ્યારે થોડાક વર્ષો પછી આ રહી સહી ભીંતો પણ ભોંય ભેગી થઇ જશે તે વખતે, આ પુસ્તકના વાંચકો કદાચ એમ કહેશે કે આ માણસ કોણ જાણે કંઇ ઇમારતનું વર્ણન કરી ગયો.

## શાહી ઝરો.

જે પર્વત ઉપર આ ઇમારત છે, તેનીજ નીચે શ્રીનગરનો તે સુવિખ્યાત શાહી ઝરો છે જેને, મુગ્લ બાદશાહોએ એક સુંદર ઇમારતના ખોળામાં સંગ્રહી એક અનૈકિક ફુવારાના રૂપમાં ફેરવી લીધો

હતો મુગલ કાળમાં કાશ્મીરના ઝરાઓ અને ધોધોને, જે શાસ્ત્રીય કળા વડે વશ કરી તેમને કળામય સુંદરતાથી સંગ્રહી અને સમેટી લેવામા આવ્યા હતા, તેના સો કીર્તિવંત નમૂનામાંનો આ એક નમૂનો છે.

## નિશાત બાગ અને શુઅલામાહ બાગ.

આ જગ્યાએથી બે ત્રણ માઇલને છેટે મુગલ ઝમાનાના તે બાગો છે જેને, જનસમૂહ નિશાત બાગ અને શાલામાર બાગ (મૂળ શુઅલામાહ હતુ ) કહે છે. ઘણા સમય ઉપર શ્રીનગરના ખેતીવાડીના વઝીર સાહબ, જેમની દેખરેખ હેઠળ આ બાગો હતા, તેમણે મ્હને કહ્યું હતું કે જ્યારે હિન્દના વાઇસરૉય લૉર્ડ મિન્ટો કાશ્મીર પધાર્યા હતા, ત્યારે તેમણે મુગલ કાળના આ બાગો જોવાની ઇચ્છા દર્શાવી હતી. તે વેળા આ બાગો ઘણીજ ખરાબ સ્થિતિમા હતા. રાજ્યે થોડાંક રૂપીઆ ખરચી તેની ઉપલકીઆ મરમ્મત કરાવી, તે છતા ઘણી જગ્યાએ તેમને કાદવમાં થઇને જવુ પડયુ હતુ હમણા તો મ્હેં તેમને જોયા કે ઠીક હાલતમા છે. પરંતુ તેમની પુરાણી દિવાલ દરવાઝાઓ, ફુવારાઓ અને ઝાડોમાથી તેમના મૂળ સૌંદર્યની ઝાંખના માત્ર દેખાઈ રહી છે, હવે તેમને નવો નવો પોષાક પહેરાવવાની કોશિશ થઇ રહી છે. મ્હેં ખેતી વાડીના જે વઝીર સાહબ વિષે ઉપર ઇશારો કર્યો, તે વિલાયતની કેલવણી પામેલા અને વનસ્પતિ શાસ્ત્રમા પ્રવીણ હતા. તેઓ કહેતા હતા કે હવે આવા બાગોનું બનાવવું તો બાજુએ રહ્યુ, પણ તેમને ચાલુ રાખવા પણ મુશ્કિલ

છે. વાચકોના કીમતી સમયની ત્હીક મ્હને સંતાપી રહી છે, છતા હુ મુગ્ર સમયના કાશ્મીરી બાગોમા દાખિલ થઇ રહ્યો છું અને જો તેમના વર્ણનમા સહેજ ઝીણું કતાઇ જાય તો તેઓ મ્હને દરગુઝરશે એવી આશા રાખું છુ જે એવા એકજ બાગની ઝાખી થઇ જાય તો, જે સાહબોએ કાશ્મીર જોયુ નથી, તેઓ પણ તે સઘળા બાગોની કલ્પના કરી સકશે, જેમનાથી મુગ્રકાળની કીમીરી ખીણ એવી રીતે ઓતપ્રોત હતી, જેમ કોઇ કુમારીકાને કોઈ પ્રવીણ દાગીએ ભપકો ઘરેણાઓથી શણગારી શોભાવી હોય નિશાત બાગ અને શાલામાર બાગમા દાખિલ થતી વખતે પહેના તો ત્હેનુ પુરાણુ બારણુ, નગારખાનું, દાદર અને ભીતો મુગી છ્ઝે પોતાના બનાવનારાઓની જાહોજલાલી અને ઉદારતા અને સાહસ વૃત્તિ ઉપર જાણે અચકવા માડશે પણ તમને તેમની એકડાઇ, સામે ઉભેલ બાગનુ દ્રશ્ય દેખવા દેશે નહિ, આ દ્રશ્યની રચના આમ છે છેક પર્વતની ટોચથી લઇને નીચેની સડક સુધી એવી રીતે કાપકોતર કરવામા આવ્યું છે કે તે એક રાક્ષસી દાદરના પગથીઆ જેવુ કઇ થઇ ગયુ છે પ્રત્યેક પગથીઉં અત્યંત વિશાળ અને લાબુ, પહોળું છ. જેની ઉપર એક અનેરી કળાએ વાડી રચના કરવામા આવી છે અને એમ લાગે છે કે પહાડ પર તેની ટોચથી નીચે તળેટી સુધી બાગોના પગથીઆ બનાવી દેવામા આવ્યા છે આ પગથીઆ વાડીના પટમા ઉપરથી નીચે સુધી ચાર પાચ ગજ પહોળી પાણીની ચાદર માટીની પીઠ સમી કોતરાયલી, પત્થરોમાથી પસાર થતી, દરેક પગથીઆ ઉપર આ પ્રમાણે પડે છે, જાણે લીલાછમ મખમનના પાથરણા

ઉપર-નિર્મળ જળની સફેદ ચાદર પાથરેલી છે. દરેક પગથીઆ ઉપર, જ્યાં આ ચાદર પડે છે, એક હવઝ છે જે, પહેલાં આ પાણીને પોતાના ખોળામાં લે છે .અને પછી જાણે એક ઘેલા ઉલ્લાસથી તેને ઘુમાવતો, નચાવતો અને ઉડાડતો બાર બાર પંદર પંદર ફૂટ આકાશ ભણી ઉંચે ઉછાળે છે. અને એજ તે બાગના ફુવારા છે. પછી આ વહેતું પાણી બીજી ચાદર બનાવીને તેની નીચેના પગથીઆના હવઝમાં પડે છે અને ઉપલા પગથીઆ જેવાજ હાવભાવના પુનરાવર્તનમાં લીન થઇ જાય છે. પાણી વહેતું છે; તેથી ટોચથી તળેટી સુધી દૃષ્ટિને એમજ દેખાય છે કે સાફ બિલ્લોરી પાણીની સઘળી ચાદરો અને ફુવારાઓ એકી સામટા સાથે ઉપરથી નાચતા નાચતા નીચે ચાલ્યા આવી રહ્યા છે અને છેવટે સૌથી નીચેના હવઝમાં થઇ, ખુદા હાફિઝ કિંવા છેલ્લી સલામ કરતા તે સુંદર વિશાળ ડલ (તળાવ) માં પડી અદૃષ્ય થઈ જાય છે, જે તેમને પોતાની ગોદમાં ઝીલી લેવા પર્વતના ખોળામાં રાહ જોતી ઉભી છે. પાણીની આ ચાદરનો પ્રસાર થતી વેળાનો સુરીલો સાદ અને હવઝના ફુવારાઓના મીઠા નાદ સાથે કાશ્મીરના તે સુંદર રંગબેરંગી મધુરા કંઠવાળા પક્ષિયો, જેઓ આસપાસના સુગંધી અને સુરંગી વૃક્ષોની ડાળો ઉપર બેઠા બેઠા કલ્લોલે છે અને જેમાંના કેટલાક તો ખરેખર કંઇ અમુક તમુક ગાતા હોય એમ ભાસ થાય છે, તેમને સૂર અને તાન મેળવવાની ગરજે સારે છે. નિશાતબાગ અને શાલામારબાગનું આ દૃષ્ય પહેલીવાર નિર્ખીને, મ્હને ખાત્રી છે કે વાંચકોની જીભ 'ઉપર' કોઇ આગલા કવિની આ પંક્તિ, કેઃ—

અગર ફિરદવસ બરરૂએ ઝમી નસ્ત,
હમીં અસ્તો, હમીં અસ્તો, હમીં નસ્ત,

(ધરતી ઉપર જો સ્વર્ગની હસ્તી હોવી સંભવિત હોય તો તે સ્વર્ગ એજ છે, એજ છે અને એજ છે.)

—એકાએક આવી જાય અને તેઓ તેના ખરાપણા વિષે ખરા દિલથી સાક્ષી આપે. હવે વાંચકો બાગમાં થઇને પગથીએ પગથીએ ચઢીને પર્વતની ટોચ ઉપર ચઢે. જો કે રસ્તામાં ઘણી વાટિકાઓ અને ક્યારિયો એવું આકર્ષણ કરશે કે કદમ આગળ મૂકવાનું મન થશે નહિં અને—

ઝફર્ક તા બકદમ હરકુજા કે મી નિગરમ,
કરિશ્મા દામને દિલ મી કશદ કે જા ઈંજાસ્ત.

—નો રંગ જામશે પરંતુ અમે તો હમણા માત્ર સુરબકાળનો સુધારોજ દેખાડવા માગીએ છીએ, એટલા માટે અમે નવા પુષ્પો ઉપર નઝર પણ નાખતા નથી. માત્ર જલદીથી ટોચ ઉપરના બાગમાં પહોચીએ છીએ. અહિં પહેલાં તે ત્યાંની વ્યવસ્થાને જુઓ. જે, ત્રણસો વર્ષ પહેનાં એવી તરકીબથી બનાવી હતી કે જેના એક ફેરથી બાગના સઘળા ફુવારા અને ચાદરો પળવારમાં બંધ થઇ શકે છે અને બીજા આટાથી પાછા ચાલુ થઇ શકે છે. આ એવી યુક્તિ હતી કે જેનાથી પર્વતની ટોચ પરનો કુદરતી ઝરો કાબુમાં લઇ લેવાયો હતો. આના પછી કેટલાક બીજા સહેલ કરવાના સ્થળોના ચિન્હો અને નિશાનીઓ ઉપર દૃષ્ટિ નાખતા પુરાતન, ઘટાદાર,

છત્રી સમા ચુનારના ઝાડોની ઠંડી છાયાની લહેર કરતા આ નાની નાની અને નાઝુક નાઝુક સડકો (જે એક મોટા હવઝને ભૂમિતિની લમ્બચોરસ અને સમચોરસ આકૃતિયોમાં કાપી, તેની અંદર બનાવી હતી અને જેમાં, નિર્મળ પાણીના, દરેક તરફ જુદી જુદી ઝાતના પુવારાઓની ક્રીડા પ્રત્યક્ષ કરી રહ્યા છે.) પર સહેલ કરો. અને છેવટે તે નાનકડી ઇમારત જે, હવઝની મધ્યમાં બનેલી છે. અને જે પોતાની કમાનો, મહરાબો, છતો અને મીનાકારીના કામથી Saracenic Art (મુસ્લિમ બાંધકામ કળા) નો એક નમુનો છે, તેમા આરામ લ્યો. હવે આ આરસની બાંક ઉપર પશ્ચિમ ભણી મ્હોં કરી ઉભા થઇ જાઓ, જેની ઉપર નૂરજહાં આરામ લેતી કુદરતના દૃશ્યો જોયા કરતી હતી. ભૂલતા નહિં કે આ પર્વતની ટોચ છે, સામે તે પગથીઆવાળા બાગો છે જેનું વર્ણન ઉપર થઇ ચુકયું છે. આની વચ્ચે માત્ર એક સડકજ છે. અને પછી માઇલો સુધી આ ડલ (તળાવ) નું પાણી સપાટી ઉપર આળસો મરડી રહ્યું છે, જેના પારદર્શકપણાની હદ્ એ છે કે તળીઆમાં માછલીઓ ફરતી સ્પષ્ટ દેખાય છે. [શિકારા (હાઉસ બોટ)માં ફરતી વખતે આ પારદર્શક પાણીમાં આસપાસના પર્વતો અને બાગોના પ્રતિબિંબો લહેરાતા દેખાય છે. હું મિનિટો સુધી તેને જોયા કરતો હતો અને ત્યાંથી આંખ ખસેડવાનું મન થતું ન હતું.] બાયર, આ શાહી તખ્ત ઉપર રહીનેજ, હવે નઝર આગળ લંબાવો અને સામે છેક દૂર ગુલમર્ગ વગયરહના બરફના પહાડો જુઓ, જેની, સફેદ બરફથી સંતાયલી ચોટીઓ આકાશ સાથે વાતો કરે છે. જે સમય

સૂર્યોદયનો હશે તો કંચનમાં બધેબધ રૂપેરી બિંદુઓનો છણકાવ જેવો થતો જણાશે. અને જો સૂર્યાસ્તનો સમય હશે તો, તમે જ્યાં ઉભા છો ત્યાંથી માંડીને પેલા પહાડી બરફસ્તાનો સુધી એમજ દેખાશે કે જાણે સુનેરી કિરણો અને ઝીણ ટીકીઓનો વરસાદ વરસ્યો છે. આ ટુંક વર્ણન તે દૃષ્યનું છે, જે મ્હેં વારંવાર નિશાત અને શાલામાર બાગ જઈને જોયું છે.

## નૂરજહાંના વિનોદનું પ્રતિબિંબ.

નિશાત બાગ અને શાલામાર બાગ જેનું વર્ણન હમણા થયું તે, મૂળ નૂરજહાંએ તૈયાર કરાવ્યા હતા. જ્યાં જ્યાં મીઠો ઝરો દેખાયો અથવા કોઇ મનમોહક દૃષ્ય દેખાયું ત્યાં ત્યાં, આ મુગલ ખાતૂન નૂરજહાંએ પોતાની રસિકતા અને રૂપ-ચાહનાના નિદર્શનો બાગોના રૂપમાં એવી સચોટ રીતે કરાવ્યાં છે કે આજ ત્રણસો વર્ષ વીતા છતાં આપણને આનંદ આપતાં પરવાર્યાં નથી. જ્યારે વૃદ્ધાવસ્થામાં આ બાગોના એ ઢંગો છે, તો તેમની યુવાવસ્થાના મનમોહક રંગોની શી સ્થિતિ હશે. મ્હેં આવા પ્રકારના બાગોના નમૂના વેરીનાગ અને અચબલ વગયરહ જગ્યાઓએ પણ જોયાં છે. આ પર્વતો સાથે તે શી હાર્દિક લાગણી હશે, જેમણે તેમની આવી કદર અને કીમત કરાવી. જેનો વિચાર માત્ર આપણને ઉછાળા મેલે છે. ઘણું કરીને આવીજ ઉછળતી લાગણીમાં ઉર્ફીએ કાશ્મીર જોઇને, તે કસીદો લખ્યો છે, જેની પહેલી કડી આ છે:—

હર સોખ્તા જાને કે બકશ્મીર દર આયદ
ગર મુર્ગે કબાબસ્ત કે બા બાલો પર આયદ.

## જામિઅ મસ્જિદ.

વાંચકને મુગલ કાળની આ પ્રાચીન અને અદભૂત ઇમારતમાં લઇ ગયા વગર હું કાશ્મીરનું વર્ણન પુરૂં કરી સકતો નથી. મઝકુર નગરમાં આજે પણ મુસલમાનો આ મસ્જિદમા ખુદાની બંદગી કરી રહ્યા છે. જે, શાહજહાંના કાળમા બની હતી. તેનું બારણું, તેની સહન અને તેની છતના થાંભલાઓ આજ સુધી તેના બનાવનારના પવિત્ર વિચારો અને ઉંચી સંસ્કૃતિના સાક્ષીભુત છે. પ્રત્યેક સ્તંભ જોઇને એમ મઅલૂમ પડે છે કે એક લાંબા દેવદારના ઝાડનું મઝબૂત થડ આખું ને આખું ઝમીનમાં દાટી દેવામાં આવેલું છે. તે કયુ જર્રૈસકીલ (ભારે વસ્તુઓ ખેંચવાનું યંત્ર) હતું જે આ થાંભલાઓને પહાડી જંગલોમાંથી અહિં ખેંચી લાવ્યુ ? છેલ્લા ત્રીસ ચાલીસ વર્ષથી આવી ઇમારતોમાં લાકડાની ગેને બદલે લોઢાની ગે સફાઇની ખાતર આપણે વાપરી રહ્યા છીએ. પરંતુ ઇમારતોમા અમને લોઢાની વય પુરી રીતે મઅલૂમ થઇ નથી. ત્રણસો વર્ષની પુરાતન મસ્જિદના આ સ્તભોને જોઇને એ વિચાર થાય છે કે, કદાચ ઇમારતમાં લાકડાની વય વધારે સિદ્ધ થાય. આ મસ્જિદના એક લખાણ ઉપરથી મઅલૂમ પડે છે કે જયારે શાહજહાં બાદશાહે શ્રીનગરની મુલાકાત લીધી ત્યારે ત્યાંની પ્રજાએ કેટલીક ફર્યાદો તેની આગળ રજૂ કરી. જે ઉપરથી એક ફરમાન કાઢવામાં આવ્યું જે, ફારસી ભાષામાં જેમનું તેમ, તે પત્થર પર કોતરી દેવામાં આવ્યુ છે જે,

મસ્જિદના મુખ્ય દ્વાર ઉપર આજ લગી મઢેલું બાકી છે. આ લેખમાંની આજ્ઞાઓમાં એકનો ખુલાસો આ પ્રમાણે છે:—

"અમને તપાસ કરતાથી માલૂમ પડયું છે કે, કેસરની પત્તીઓ વીણનારાઓને અને શાલ ઉપર સોઇનું કામ બનાવનારાઓને કેટલીક વખતે પૂરી મઝદૂરી નથી મળતી. લોકોએ સારી રીતે સમજવું જોઇએ કે આ કામ કરનારાઓની આંખો કેટલી હદ સુધી તણાય છે. આશા છે કે આવી ફર્યાદો હવે પછી અમારે કાને નહિં આવશે."

વાંચકો જોઇ સકશે કે રૈયત આ બાદશાહ લગી કેવી સહેલાઇથી પહોંચી સકી હશે. તેના દિલમાં પણ પોતાની પ્રજા પ્રત્યે કેટલી દાઝ હશે, અને તેની બાતમીઓ અને શોધખોળનું ક્ષેત્ર કેટલું વિશાળ હશે. તે જાણતો હતો કે આ મઝદૂરો અને કારીગરોને કેવી મહેનતો લેવી પડે છે અને તેની તેમની આરોગ્યતા ઉપર કેવી ભરે અસર થાય છે, જેથી કરીને તેણે માત્ર કાગળ પર ફરમાન લખી સંતોષ માન્યો નહિં, બલ્કે પ્રજાની તકલીફ દૂર કરવા માટે પોતાની આજ્ઞા એક એવી ઝાહિર જગ્યા ઉપર કોતરાવી દીધી કે જે આજ સુધી તેની જાગ્ર મગઝ શક્તિના પુરાવાનો સૂર્ય બની જગમગી રહી છે.

મ્હેં વાંચકોનો બહુ સમય વિતાડયો, જેની માફી ચાહું છું. પરંતુ મ્હારો મૂળ હેતૂ કદાચ આ વિગતવાર વર્ણન વગર સફળ સફળ થતે નહિં.

———

# કાશમીરનો સુધારો.

હવે આ સઘળી હકીકત ઉપર એક ગઢી અને વિચારવંત નજર નાંખો. વિજ્ઞાન (Science) નો આ એક સિદ્ધાંત છે કે હજારો માઇલ લાંબા પહોળા દરિયામાં માત્ર એક કાંકરી નાખવામાં આવે--ભલે પછી તે કાંકરી એટલી સૂક્ષ્મ હોય કે તેને આંખ જોઇ પણ ન સકે--પણ તે સાગર-જળમાં જે લહરીઓ જન્માવે છે તે કિનારાને અડકે નહિં ત્યાં લગી શમતી નથી. એવીજ રીતે હવામાં ચળવળને લઇને જો કોઇ જગ્યાએ એકાદ લહેરી-ભમર ઉત્પન્ન થઇ જાય તો તેની અસર ઝમીનને ઘેરેલા આખા હવાઇ વર્તુળ ઉપર પડે છે. Wireless-વાયરલેસ એટલે તાર વગરના સંદેશા પહોંચાડવાની પદ્ધતિ સાયન્સના એજ સિદ્ધાંત ઉપર રચાયલી છે. માણસના દિમાગમાં ભાગ્યેજ કોઇ એવા વિચાર આવે છે જે, કંઇ ન કંઇ અસર તેના આત્મા ઉપર કરતા નહિં હોય. એવીજ રીતે પ્રત્યકે સંસ્કૃતિ પણ પ્રત્યેક દેશમાં ત્યાંના વતનીઓને પોતાના રંગમાં રંગ્યા વિના રહેતી નથી.

શું વાંચકો એમ માનશે કે મુગલ કાળના બાદશાહો કાશ્મીરને સ્વર્ગ બનાવવા પ્રયત્ન કરે અને તેનાથી ત્યાંના વાસીઓના વિનોદ અને સંસ્કૃતિ ઉપર અસર ન પડે? હું નિશાત બાગ અથવા શાલામાર જતો હતો તે સમયે ત્યાં મ્હારૂં લક્ષ એક વાત ઉપર ખાસ ચોંટતું હતું કે શુક્રવારને દિવસે સેંકડો કાશ્મીરીઓ સહ કુટુંબ પરિવાર હોડીઓ કે મછવાઓમાં સવાર થઇ તે બાગોમાં આવતા અને ત્યાં આખો દિવસ પસાર કરી સાંજે ડલ-ઝીલ (તળાવ) ને

રસ્તે પાછા ફરતા હતા અને હું એ દૃશ્યો હમેશાં જોયા કરતો હતો. મ્હને ખાત્રી છે કે આ વિનોદ તેજ સંસ્કૃતિએ ઉત્પન્ન કરેલો છે. વધારે પુરાવાની જરૂરત હોય તો એજ કાશમીરના પર્વતોની બીજી બાજુએ ટિબેટ જ્યાં મુગલ સમયની સંસ્કૃતિની ખાસ અસર ન હતી–ત્યાં જઈ લ્હાસા પેટર્ન (Lahassa Pattern) ની એ ડોળ અને ભયંકર જનાવરોની મૂર્તિયો વાળી લાકડી અને નેતર ઉપર બનાવેલા કારીગરી જુઓ. અને પછી તેની સરખામણી કાશ્મીર પેટર્ન (Kashmere Pattern) સાથે કરો. લાકડી ઉપર પીપરમશી ઉપર, શાલો ઉપર, ગાલીચા ઉપર, જ્યાં જ્યાં કાશ્મીર વાસીઓએ પોતાની પેટર્ન અને નમૂનો દેખાડયો છે ત્યાં ત્યાં, સુંદર સુંદર ચનારની પત્તીઓ અને કોમળ કોમળ ફુલોના બનેલા દેખાય છે. તેમની કોમળ કળામા તે ઝાડો અને ફાનસોના નમૂના દેખાય છે. જે, ઇરાની કળામાં હોય છે; તેમની જીભોને ઇરાની ખાણાઓ નો સ્વાદ પણ મુગલ સમયમાજ મળ્યો. હાલ ગમે તેની સ્થિતિ હોય પણ કાશ્મીરના સારા રસોઇયાઓનો દાવો છે કે કોઇ બીજા દેશનો રસોઇયો તેના જેવું ઉત્તમ અને સ્વાદિષ્ટ ભોજન નથી બનાવી સકતો. જરા વિચાર કરો કે આ થાળો અને ભોજનો મૂળ કયા દેશના છે. મ્હારા મત પ્રમાણે આ કાશ્મીરી ભોજનો મૂળમાં ઇરાની છે. કાશ્મીરી દાવત પુલાવથી શરૂ થાય છે. હવે તો અંગ્રેજો અને તેમની રૂઢિ પ્રમાણે અમલ કરનારા અંગ્રેજખાંઓની નવી રીત ભાતે કાશ્મીરી રસોઇયાઓને તેમની રસોઇકળા એવીજ રીતે ભુલાવી દીધી છે જેમ, યુરોપના મશીનોમાં બનેલ સસ્તા જમાવરોએ કાશ્મીરની સોઇની ઝીણી અને ટકાઉ અને સુંદર કળાને ભોંય ભેગી કરી દીધી છે. શ્રીનગર

તે એક શ્રીનગર હતું જ્યાં ઇ. સ. ૧૮૫૭ સુધી લાખો રૂપીઆની શાલો યુરોપના બજારોમાં જઇ વેચાયા કરતી હતી. અને આજે પણ તેજ શ્રીનગર છે જેના કારીગરો નમૂના સિવાય ઉમદા શાલો એટલા માટે નથી રાખતા કે તેમની હવે માગ નથી. નમૂનાઓ જોઇને કેટલાએ મહીનાઓ પછી એકાદ શાલ બનાવી આપે છે. હવે તો કાશ્મીરમાં તે પ્રાચીન કળા દેખાતી નથી. મ્હારો મૂળ મુદ્દો એ હતો કે મુગલ સંસ્કૃતિયે હિમાલયના પર્વતોને સુધાં બહુ લાભ પહોંચાડયો છે, અને કાશ્મીરીઓની કળા હુનર, વેપાર, દવલત, પોષાક, અને તેમના સઘળા વિનોદો અને સઘળી સંસ્કૃતિયોમા ઘણોએ ફેરફાર એજ મુગલ દવરમા થયો છે. આ બધા પ્રસંગોને દૃષ્ટિ સનમુખ રાખી મુગલ કાળની સરખામણી તે સમયની આખા દુન્યાની સઘળી સલ્તનતો સાથે કરી લેવામા આવે તો, હિન્દુસ્તાન દુન્યાના કોઇપણ ભાગ કરતા પ્રગતિ અને સુધારામા ઓછું ઉતરશે નહિં.

## હિન્દને મુસ્લિમ સહકારથી થયલા લાભ.

અહિં સુધી તો તે પ્રગતિનું વર્ણન કરવામાં આવ્યું જે, હિન્દની ભૂમિ, નદીઓ, પર્વતો અને સંસ્કૃતિમાં મુગલ કાળે કરી દેખાડી. હવે અમે આ દેશમાં મુસલમાનોના અસ્તિત્વ ઉપર એક રાજકીય દૃષ્ટિ નાંખવા ઇચ્છીએ છીએ, શું અંતમાં આ દેશમાં મુસલમાનોનુ અસ્તિત્વ લાભદાયી પુરવાર થશે ? મ્હારો અભિપ્રાય એ છે કે હિન્દની રગોમાં તુર્કસ્તાન, અફગાનિસ્તાન, ઇરાન અને અરબસ્તાનનું ખુન મિશ્રણ થઇ ગયું છે, તો તેણે આ મિશ્રણથી હિન્દની મૂળ

આંતરિક શક્તિમાં વધારોજ કર્યો છે અને કરતો રહેશે. એક મ્હોટી વાત જે, હિન્દને મુસલમાનોની આબાદીથી મુખ્ય કાળમાં થઇ તે આ છે કે ચંગીઝખાં, તયમુર અથવા નાદિરશાહની પેઠે તેઓ રેલના રૂપમાં આવી અહિંથી પાછા ચાલ્યા ગયા નહિં પણ દ્રઢ રીતે અહિંજ વસી ગયા, અને તેઓએ આ દેશને પોતાનું વતન બનાવી લીધું અમારા વર્તમાન હાકિમો પેઠે તેઓની કોઇ ખાસ "સિવિલ લાઇન્સ" નહતી તેઓ હિન્દના ગોરત, ચામડી અને ખુનમાં મિશ્રિત થઇ ગયા હતા મ્હને તો એમ લાગે છે કે જે શકિત, ઇંગ્લાંડના મૂળ સૅક્સનોને તેમની ભૂમી ઉપર યુરોપની જૂદી જૂદી કમો આવી વસવાથી છેવટે પ્રાપ્ત થઇ, તેજ શકિત હિન્દ વાસીઓને પણ હિન્દ ભૂમી ઉપર એશિયાની જૂદી જૂદી મુસલમાન કમોના આગમન અને મિશ્રણથી છેવટે પ્રપ્ત થશે, ખાસ કરીને જ્યારે આ નવી આવનાર કમોમાંની કેટલીક એવી પણ કે જેના પૂર્વજો તેજ આર્ય હતા જેમની, અવલાદ અને વંશિ થવાનો ગર્વ હિન્દવાસીઓને છે. ઇંગ્લાંડ] વાસીઓ બનેને આંતરિક બાબતોમાં માંહો માંહે કેટલીએ લડાઇઓ કરે, પરંતુ જ્યારે જર્મનીની સામે થવાનો સમય આવ્યો ત્યારે ઇંગ્લાંડની સઘળી કવમો એકત્ર થઇ ગઇ હતી, કેમકે બીજાઓના મુકાબલામાં હકો અને હેતુઓ એકત્ર હતા. અને માનવ પ્રકૃતિની ગતિ પણ એજ દિશાએ દોરે છે મ્હારા ધારવા પ્રમાણે છેવટે હિન્દની પણ એજ સ્થિતિ થનાર છે. આજ દરેક દેશની શકિતની કસોટી તે દેશની આબાદી અને ત્યાંના વતનીઓની શારીરિક અને માનસિક શકિતના ખઝાના વડે છે. એજ સિદ્ધાંત ઉપર આજે ઓસ્ટ્રેલીઆ કેનેડા, ન્યુઝીલાંડ, વગયરહ નવી

વસ્તીઓવાળા પોતાની શકિતયો વધારવાને માટે, જે યુકિતયો ગ્રહણ કરી રહ્યા છે અને યુરોપવાસીને પોતાના દેશમાં લઇ જઇને વસાવવાના પ્રયત્નો કરી રહ્યા છે તેજ હેતુ હિન્દને સેંકડો વર્ષ થયા મુસલમાનોના આવી વસવાથી પ્રાપ્ત થઇ ચુકયો છે

## પાન ઇસ્લામિઝમ.

લોકો કેટલીક વખતે પાન ઇસ્લમિઝમ (Pan Islamism) ના વિચારથી ભડકે છે, અમે આવતા પ્રકરણમા સાબિત કરી આ-પીશું કે પાન ઇસ્લામીઝમ એક કલ્પના માત્ર છે, જેનાથી ભડકા ઉઠવુ કેવળ નિરર્થક છે.

## મુસલમાનો શા માટે આવ્યા ?

## એક લાભ વિનાની ચર્ચા.

એક બીજી વાત પણ હમેશાં ધ્યાનમા રાખવી જોઇએ અને તે એ છે કે મુસલમાનોને આ દેશમા આવવું જોઇતું હતું કે નહિં, આ વાત, આ દેશના તે મૂળ વતનીઓનું, જેઓ આર્ય કવમના આગમન પહેલાં અહિં આબાદ હતા તેને માટે વાધો લેવો કે હિન્દુઓ અહિં શાને આવી વસ્યા અને કબજો કર્યો, અથવા જ્યારે ન્હાનો ભાઇ પયદા થઇ ગયો પછી મોટા ભાઇનો વાધો લેવો કે ન્હાનો ભાઇ શા માટે પયદા થયો, એ ચર્ચા પેઠે નકામી છે મુસલમાનોને કુદરત અહિં લાવી, તલવાર લાવી અથવા સમયની બલિહારી લાવી ગમે તેમ તેઓ આવી ગયા અને હિન્દના ચોરન, પોસ્તમાં સેળભેળ થઇ ગયા. જોવાનું માત્ર એ છે કે જ્યારે

તેઓ આવો ગયા તો પછી સામાન્ય રીતે હિન્દની સંસ્કૃતિને તેમની જાતથી લાભ થયો અથવા ગયરલાભ. અને અહિં એજ બતાવવાની કોશિશ કરવામાં આવી છે.

## મુસલમાનોની કમઝોરીની હિન્દપર અસર.

મ્હારા અભિપ્રાય પ્રમાણે જો કદાચ હિન્દમાંથી મુસલમાનો નાબૂદ થઇ જાય અથવા તેઓ એટલા બધા ઠંડા પડી જાય કે તેમનામાં કોઈ શક્તિ બાકી ન રહે (જો કે એવું થવું સંભવિત નથી) તો હિન્દમાં પણ એવી અશક્તિ ઉત્પન્ન થઇ જશે જેમ એક ધોરી રગમાંથી ખૂન વહી જવાથી ઉત્પન્ન થાય છે. જોઇ લ્યો, જ્યારે સ્પેન મુસલમાનોથી ખાલી થઇ ગયું અને તેની રગોમાંથી અરબી ખૂન એકવાર મળીને પાછું નીકળી ગયું ત્યારે જે નિર્બળતા સ્પેનમાં આવી ગઇ તેનો ઉપાય યુરોપ પણ હજી સુધી કરી શક્યું નથી. પરંતુ હિન્દુસ્તાનમાં મુસલમાનો હિન્દુઓની પેઠે પજાતા પોષાતા રહ્યા તો આ દેશની એક એક તસુ ઝમીન માટે તેઓ પોતાનો ખુન વહેવડાવી દેશે. વિચાર કરો આના ઉપર કે જ્યારે મુગલ સમયનો દવર હતો, ત્યારે તેઓ ભારતને બાહિરની પ્રત્યેક શક્તિની દખલગીરીથી સંભાળવામાં હમેશા તત્પર રહ્યા હતા કે નહિ ? પછી ભલે તે શક્તિ અફગાનિસ્તાનની હોય કે ઇરાનની, નાદિરશાહની હોય કે પછી બીજા કોઇની; કારણ કે તેઓ સમજતા હતા. કે તેમનો મૂળ લાભ એમાંજ છે કે હિન્દ ઉપર કોઇ ગયર હિન્દીની સત્તા ન હોવી જોઇએ. મુસલમાનોની નિર્બળતાથી આ દેશની હાલ પણ નિર્બળ થઇ જશે.

-

# લક્ષ બિન્દુ વિશાળ હોવો જોઇએ.

અમે એ દેખાડી ચુકયા છીએ કે મુગ્ન સમયે હિન્દની ઝમીન ઉપર, તેની નદીઓ અને પર્વતોમા કેવા કેવા પરિવર્તનો પયદા કરી દીધા. તેની પ્રગતિ અને સંસ્કૃતિ ઉપર કેવી અસર થઇ રાજકીય દૃષ્ટિ બિંદુથી અમે એ પણ વર્ણવી ચુકયા છીએ કે આ દેશને મુસલમાનોના આગમન અને પરિચયથી શુ શુ લાભો થયા અને શું શું ભવિષ્યમા થઈ શકે છે

આ બધી વાતોને દ્રષ્ટિ સન્મુખ રાખીને આપણે હવે એ જોવુ જોઇએ કે હિન્દુ દેશબધુઓનો મુગ્ન કાળ વિષે ખરો દૃષ્ટિ બિંદુ શું થશે. હિમાલય પર્વતની એક ગુફામા બેસીને જો એક કીડીની પેઠે પેટે ચાલવા માડીએ તો દરેક વસ્તુ આપણને કાળી અને બેડોળ દેખાશે પરંતુ જો આપણે હવાઇ જહાઝમા બેસીને તે મહાન પર્વતની ચોટીઓ, બરફસ્તાન અને તેનું સઘળુ દૃશ્ય સામાન્ય દૃષ્ટિયે દેખીએ તો પછી તેની ન્હાની ન્હાની બેડોળતા ઉપર આપણી નજર પડશે નહિ અને તે સુંદર પર્વત, ફકત કુદરતના ચિત્ર વિચિત્ર દૃશ્યો દેખાડશે એવીજ રીતે જો આપણે મુગ્ન સમયને કટકે કટકે, જુદા જુદા જોઇશું તો સંભવ છે કે તેમા કેટલાક ટુકડા બેડોળ મઅલુમ પડશે પરંતુ જો તેના સપૂર્ણ રાજ્ય કારોબારને એક ઠરાવામા આવે અથવા સમયનુ એક આખું ચિત્ર દોરવામાં આવે તો મુગ્લ કાળ પણ હિન્દના ઇતિહાસમા કુદરતનું એક અતિ ઉત્તમ આકર્ષક હિમાલય જેમ દેખાશે મ્હારા મત પ્રમાણે આ દેશના ઇતિહાસમા મુગ્લ કાળ આપણે માટે એટલોજ ગર્વ સમાન છે જેટલો અશોક

અથવા ચંદ્રગુપ્તનો સમય તેમના કાળની સ્થિતિ અનુસાર હતો. વેદના સમયનો બલ્કે તેના પઠોના વર્ષોનો હિન્દનો ઇતિહાસ મેળવવો મુશકિલ છે. પરંતુ આજે અમે મુગ્ન કાળના પ્રત્યેક પ્રસંગને દૃષ્ટિ સન્મુખ મૂકી હિન્દની પ્રગતિ, દબદન, ધાર્મિક સહિષ્ણુતા, વ્યવસ્થા, ઇમારતો, બાગો અને સઘળી સંસ્કૃતિઓની સરખામણી દુન્યાના સઘળા દેશો સાથે કરવાને તૈયાર છીએ. અમે હાલના આપણુ યુરોપવાસી રાજ્ય કર્તાઓની સામે આ મુગ્ન સમયના કાર્યો આ કૂદાની સાબિતીમાં રજુ કરી સકાએ છીએ કે જો અમને પુરી તક આપનામાં આવે તો અમે બતાવી આપીશું કે ભલે આજે અમે સામગ્રિ વિનાના છીએ, અને તક ન મળવાને કારણે પોતાની મૂળ લિયાકત ઝાહિર નથી કરી સકતા, પરંતુ અમે સૈકાઓ સુધી આ દેશની રાજ સત્તાની વ્યવસ્થા તે સમયની સ્થિતિને અનુસાર ઘણીજ સફળતા પૂર્વક કરી ચુકયા છીએ મ્હારા વિચાર પ્રમાણે જો હિન્દના આખા ઇતિહાસને એક હીરા જડિત દાગીનો સમજવામા આવે, તો મુગ્ન કાળ તેનો પાણીદાર અને શાનદાર કોહેનુર હીરો હશે જેને, કાઢી નાંખવાથી દાગીનાની સુંદરતા અને ઝગમગાટ જતા રહેશે, અથવા ઓછામાં ઓછું એટલું તો નકકી છે કે તે ઝાખો પડી જશે.

## હિન્દુઓનો ખરો દૃષ્ટિ બિંદુ.

આ વખતે મ્હારી પાસે મી૦ જસ્ટિસ મહાદેવ ગોવિંદ રાનાડેનો તે લેખ નથી, જેનાં તેમણે મુગ્ન કાળ વિષે પોતાનો દૃષ્ટિ બિંદુ બતાવ્યો હતો. પરંતુ જ્યા સુધી મ્હારી યાદ શકિત મ્હને મદદ કરે છે, ત્યાં સુધી તેમનો વિચાર એ હતો કે હિન્દને પોતાના

ધારેલ લક્ષ બિંદુ સુધી પહોચવાને ઘણી મનઝિલો ખેડવાની હતી આ પ્રગતિની સીડીમા મુગ્લ કાળ પણ એક અગત્યની મનઝિલ અને પગથીઉ હતુ, જેનો નિર્ણય કર્યા વગર હિન્દ પોતાની હાલની સ્થિતિ સુધી પહોચી સકતુ ન હતુ હુ આ વિચારો સાથે મળતો થાઉ છુ કે મુગ્લ સમયે હિન્દને પોતાના ધારેલ લક્ષ બિંદુ સુધી પહોચવામા સહાય કરી છે અને તેમા કદી અડચણ કરી નથી મુગ્લ સમય હિન્દનો તે શાનદાર સમય છે જેની ઉપર હિન્દવાસીઓએ ગર્વ લેવો જોઇએ હિન્દીઓની ફર્જ છે,–ભલે તે હિન્દુ હોય કે મુસલમાન–કે મુગ્લકાળને તેઓ પોતાનો કાળ માને તે કાળ ગયર હિન્દી કાળ ન હતો તે સમયનો લક્ષ્ય બિંદુ એવો ન હતો કે હિન્દનો લાભ બીજા દેશને સ્વાધીન હોય મુગ્લ સમય વિષે હિન્દુ દેશબંધુઓનો દૃષ્ટિ બિંદુ એજ હોવો જોઇએ.



# પ્રકરણ ૧૨ મું.

## મુસલમાનોનો દૃષ્ટિ બિંદુ.

### પ્રસ્તાવિક.

હવે આપણે વિચાર કરવો જોઇએ કે ભારત વિષે મુસલમાનોનો ખરો દૃષ્ટિ બિંદુ શું હોવો જોઇએ.

મ્હારા અભિપ્રાય પ્રમાણે તો ખરેખર આ સવાલનો ફડચો તેજ દિવસે થઇ ગયો હતો જ્યારે મુસલમાનોએ આ દેશને પોતાનું વતન બનાવ્યું. પરંતુ કેટલીક વખતે ગયર સમજથી તેમની ખરી દેશ ભક્તિ વિષે શંકાઓ કરવામાં આવે છે. શંકાઓ ઉત્પન્ન કરનાર વર્તન ખાસ કરીને તે જોશમાં ઝાહિર થઇ જાય છે, જેનું સ્ફોટ ખિલાફતના સવાલમાં અથવા પાનઇસ્લામિઝમ સંબંધી તેઓ કરે છે. અથવા કોઇ ક્ષણિક ઉત્સાહમાં માત્ર ઉભરાયા તેઓ કહી નાંખે છે કે પહેલા મુસ્લિમ અને પછી હિન્દી છીએ. બસ, એજ આપણા તે દાંભિક જોશો છે જે કેટલેક પ્રસંગે રાજદ્વારી દૃષ્ટિ મર્યાદાને વંટોળાય કરી નાખે છે અને હિન્દુસ્તાન વિષે આપણા ખરા દૃષ્ટિ બિંદુ ઉપર જે, એક નોખોજ સવાલ-પરદો નાંખી દે છે.

તેથી અમે પહેલાં તેવા પ્રકારની લાગણીઓની હકીકત અને શક્તિ ઉપર એક દૃષ્ટિ ફેંકીશું, કે જેથી હિન્દુસ્તાન વિષે આપણો દૃષ્ટિ બિંદુ શું છે, તેના વિષે વિચાર બાંધવામાં આપણને મદદ રૂપ

થઇ પડે પણ તે અગાઉ, અમે એ બતાવવા ઇચ્છીએ છીએ કે "રાજકીય ખિલાફત" થી અમારો શું હેતુ છે.

## "રાજકીય ખિલાફત"ના અર્થ.

"રાજકીય ખિલાફત"થી અમારી મતલબ એવી ખિલાફત છે જે, સમસ્ત જગતની મુસ્લિમ આબાદીની (ભલે પછી તે કોઇ ઇસ્લામી સલતનતની કે ભિન ઇસ્લામી સલતનતની હોય) માધ્યમિક શકિત બનીને તેની એકત્ર શકિતને મુસલમાનોના રાજકીય હેતુ અને લાભો માટે વાપરી શકે અને પોતાના કબજા હેઠળ રાખી શકે. જે શખ્સમાં આ સંગઠિત બળ મજબૂત હોય તેજ રાજકીય ખલીફા હોઇ શકે. મુસલમાનો ખિલાફતની સાથે "રાજકીય" શબ્દ નથી વાપરતા, પરંતુ અમે માત્ર એજ રાજકીય સંગઠિત બળના વિચાર અને ઝંખનાને ટુકમાં ઝાહિર કરવા અર્થે "રાજકીય ખીલાફત" શબ્દો વાપર્યા છે કારણ કે ઘડી ઘડી લાંબા વર્ણનો લખવા ન પડે. હવે જ્યાં અમે આ "રાજકીય ખિલાફત"વાપરીએ ત્યાં અમારો હેતુ એવાજ પ્રકારની શકિત હશે.

## "રાજકીય ખિલાફત" અશકય છે.

તે લાગણીઓમાથી જે હિન્દુસ્તાન સબંધી મુસલમાનોના દૃષ્ટિ બિંદુને બદલી સકો છે, એજ રાજકીય ખિલાફતની ધગશ પણ છે. અમે એમ કહેવા માગીએ છીએ કે જો ગયર મુસ્લિમોના દિલમાં આતી બ્હીક હોય કે મુસલમાનો આંતરિક વ્યવસ્થાથી કોઇ રાજકીય ખિલાફતની તરફેણમાં જઇ પોતાના મૂળ વતનના રાજકીય લાભને

ઠોકર મારી બેસશે અથવા જો કોઇ મુસલમાન એવી કોઈ ખિલાફતનો વિચાર સુદ્ધા દિલમા કરતો હોય તો અમારા અભિપ્રાયમાં આ બ્હીક અને વિચાર માત્ર એક ઝખના કે સ્વપ્નાથી વધુ અગત્યતા ધરાવતા નથી વ્યવહારમા કદી એવુ થયુ એ નથી અને થવુ સભવિત પણ નથી લોકો એમ કહેશે કે આજ સુધી જે શખ્સ મુસલમાનોનો ખલીફા મનાતો હતો, તે ખરૂં જોતા એક સલતનતનો હાકિમ રહી રાત દિવસ રાજકીય સમુંદ્રમાં ડુબકીઓ મારતો રહયો છે પછી એમ શાને કહેવામાં આવે છે કે "રાજકીય ખલીફા" અથવા "રાજકીય ખિલાફત"નો વિચાર આકાશ કુસુમવત્ છે અમારો અભિપ્રાય એ છે કે આવો બાદશાહ ખલીફા તો જરૂર કહેવાયો, પરંતુ તેમા રાજકીય ખિલાફતની શકિત અથવા ખિલાફતની ખૂબી એ કદી દેખઈ નથી.... .........ઇતિહાસ એનો પુરાવો છે. હઝરત મુહમ્મદ (સલ) ના અવસાન પછી જે ચાર માર્ગદર્શક ખલીફાઓ અનુક્રમે થયા તેમને વિષે તો કાઇ સંદેહ નથી કે જે લાગણીઓ તેમના હ્રદયમા ઉછળતી હતી તે માત્ર ઇસ્લામ-પ્રચારની હતી દુન્યાની બાદશાહતનો કિંવા માત્ર માનવ જાતિ ઉપર તેમનો રાજ્ય ભોગવવાનો હેતુ ન હતો પરંતુ તે ચાર ખલીફાઓ પછી એ સ્થિતિ રહી નહિ. જેમ જેમ ઇસ્લામી સલ્તનતો અરબસ્તાનની હદની બાહિર સ્થાપવા લાગી તેમ તેમ, તેમનામા તેજ સ્થિતિ ઉત્પન્ન થઇ ગઇ જે થવી અનિવાર્ય હતી. અને જ્યા સુધી અમને યાદ છે, એજ અગમચેતી પયગમ્બરે (સલ) સાહેબે પણ આપી હતી. પરિણામ એ આવ્યુ કે દરેક રાજ્યના હેતુઓ અને લાભો જુદા

જુદા થઇ ગયા. અને પછી એનો અશકયજ થઇ ગયું કે કોઈ એક ઇસ્લામી સલ્તનતનો હાકિમ રાજકીય બાબતોમા કોઈ બીજી ઇસ્લામી સલ્તનતની સલાહ કે અભિપ્રાયને આધીન રહે. એક બાદ શાહ ખલીફા તો કહેવાતો રહયો પણ તેનામા રાજકીય ખિલાફતની સંગઠિત શકિત કદી દીઠામા આવી નહિં. આ ખિલાફત કદી કોઇ ઇસ્લામી રાજ્યને, બીજી ઇસ્લામી અથવા બિન ઇસ્લામી શકિતયોના પંજામાંથી બચાવી સકી નહિં. અને તેને કદી એવો વિચાર પણ થયો નહિં કે તેનો નાશ ખુદ ખિલાફતનો નાશ છે. જ્યારે તાતારીઓએ બગદાદની રાજગાદીને ઉથલાવી મેલી, ત્યારે મિસ્ર અને સ્પેઇન તો શું, પણ પાડોશી અરબસ્તાન સુદ્ધા મદદે પહોચ્યાં નહિં.

જયારે શાહઝાદા ફર્દિનન્ડ અને રાણી ઇઝાબેલાના સમયમ લાખો મુસલમાનોના ખુનથી સ્પેઇનના બારી બારણા રંગાયાં અને લાખો ઇસ્લામના ફર્ઝન્દોને દેશનિકાલ કરવામાં આવ્યા, ઇસ્લામના કલમો પઢનારાઓને બળાત્કારે ખ્રિસ્તિ બનાવવામાં આવ્યા અને અસંખ્ય મુસલમાનોને જીવતા બાળી મૂકવામાં આવ્યા, ત્યારે કયા હતી કોઇ માધ્યમિક શકિત જે આ આફતમાં નિરાધારોની ઢાલ રૂપે કામ આવી હોય!

જ્યારે હિન્દુસ્તાનના તયમુરી તખ્ત ઉપર યુરોપના વેપારીઓ અને ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ હાથ લંબાવ્યો ત્યારે કોઇ એવી સંગઠિત શકિત નહિં દેખાઇ જે તેઓને અટકાવી સકે. જ્યારે આ ઇસ્લામી શકિત પણ હતી ન હતી થઇ ગઇ ત્યારે યુરોપની ઝમીન ઉપર ખલીફતુલ મુસ્લિમીનનું અસ્તિત્વ અને તેમની સત્તા યુરોપની

આંખોમા કાંટા જેમ સાલવા લાગી, મયદાન સાફ જોઇ પહેલાં; રશિયાના ઝારે શરૂઆત કરી. પચાસ વર્ષ ઉપર જ્યારે તે ઇસ્તબોલને બારણે આવી ઉભો અને સુલ્તાન-ખલીફાને ઉંઘમાંથી જગાડયો, તે વખતે તેમની પાસે કોઇ સંગઠિત શકિત એવી નહિં દેખાઇ જેનાથી તેમને કાંઇ પણ મદદ મળે. પરિણામે તેમને યુરોપમાથી એક હદ સુધી કદમ પાછળ મૂકવો પડયો. પછી તો યરોપની આ કેવળ સામાન્ય નિતિ થઇ પડી કે તુર્કીના કદમ જેમ બને તેમ જલદી યુરોપની ભૂમી ઉપરથી ઉખેડી નાંખવામાં આવે. જયારે આ નિતિ એટલી હદ સુધી ખીલી નીકળી કે પહેલાં ઇટલીએ અને પછી બાલકનની પાંચ એકત્ર સલ્તનતોએ યુરોપની છુપી મદદ અને સહાનુભૂતિથી ઇસ્લામી ખલીફાના ચન્દ્ર વાળા વાવટાને ભસ્મિભૂત કરવા માંડયો ત્યારે ઈંગ્લાંડ જેવી, સહિષ્ણુતાનો દઅવો કરનારી સલ્તનતના વડા પ્રધાન પણ પોતાનો ધાર્મિક જુસ્સો રોકી સકયા નહિં અને ઝાહિર સભામાં તેમણે તેની ઉપર પોતાનો આનંદ પ્રદર્શીત કર્યો કે ખ્રિસ્તિ દેશોમાંથી આજે ઇસ્લામની વિદાયગીરી થઇ રહી છે પરંતુ આમ છતાં પણ દુન્યાના મુસલમાનોએ તમાશો જોવા સિવાય બીજું કશું કર્યું નહિં, અને કરી પણ સકતા નહતા. તેમજ સુલતાનમાં એવી કોઇ સંગઠિત શકિત પણ દેખાઇ નહિં જે તેમને આવે અણીને સમયે ખપ લાગે છેવટે ખુદ યુરોપી રાજ્યોમાંજ મહાન વિગ્રહ શરૂ થયો અને ખલીફાએ, જેઓ યુરોપની સામનીતિથી હવે કંટાળી ગયા હતા તેમણે ભવિષ્યમાં પોતાની સહી સલામતી એમાજ દેખી કે કોઇ એકાદ રાજ્યનો પક્ષ ખેંચી પોતે

પણ આ વિગ્રહમાં ઝિંપલાવી દે. તે વખતે દુન્યાના મુસલમાનોની ધાર્મિક દાઝ જોઇ, જે કંઇ રાજકીય ખિલાફત અથવા સંગઠિત બળની રહી સહી અને કહેવાતી ધાક જે, યુરોપના દિલમાં હતી તેની પણ ભડ ઉઘડી ગઇ. સૌથી પહેલો દેશ જેણે ખિલાફતનો સાથ છોડયો તે અરબ દેશ હતો, જેનું ઘણે ભાગે એ કારણ હતું કે રાજકીય ખિલાફત તો અશક્યજ હતી, અને તેમાં વળી તુર્કોએ પોતાના રાજકીય લાભો માટે અરબોને હમેશા દબેલા પણ રાખ્યા હતા. અલબત, હિન્દુસ્તાનના કેટલાક મુસલમાનોએ ધુમરાણ કરી એક સારી જેવી રકમ ભેગી કરી. પરંતુ તેમાંથી એક ન્હાની રકમ લડાઇ પછી તુર્કોને મોકલી અને બાકી પોતે હઝમ કરી ગયા; જેની ઉપર ઢાંક પિછોડા કરવાની કોશિશ જોઇ વધુ તિરસ્કાર છુટે છે.

વર્તમાન સ્થિતિ એ છે કે તે શખ્સ જેને માટે રાજકીય ખિલાફતના શબ્દો કેટલીક હદ સુધી વાપરી શકાય તેવા છે તેને ખુદ તુર્કોએ ખિલાફતની રાજધાનીમાંથી કાઢી મૂકયો. અને તેની પેની સલ્તનત જે યુરોપ અને એશિયાના મહાન ખંડોમા એક સારા જેવા ભાગને ઘેરે વ હતી, તે ખેંચાઇ શીષાઇ "એંગોરા સરકાર"ની આકૃતિમા પ્રસિદ્ધ થઇ ગઇ. વસ્તુતઃ દુન્યામાં આજે કોઇ એવી વ્યક્તિ રહી નથી જેને "રાજકીય ખલીફા" કહી સકાય; ગયા તેરસો વર્ષની ખિલાફતની આ ટુંક હકીકત છે. એ ઐતિહાસિક અવલોકન પછી શું હજીએ કોઇ કહી સકે છે કે શરૂઆતના ચાર ખલીફાઓના સમય પછી આ તેરસો વર્ષમાં જે જે બાદશાહોએ મુસલમાનોના ખલીફા થવાનો દઆવો કર્યો, તેમનામાં દુન્યાના સઘળા મુસલમાનોના લાભાર્થે કે રક્ષણાર્થે

કોઇ એવી રાજકીય વાપરી સકાય એવી એક સંગઠિત શકિત હતી, અથવા તેણે કદી ખરેખર તે શકિતનો ઉપયોગ કર્યો ? જો એવું હોત તો આજ સુધી સઘળી દુન્યાને ઇસ્લામની શકિત અને સંસ્કૃતિયે તાબે કરી લીધી હોત. અમારા અભિપ્રાય પ્રમાણે આ વાંક માત્ર ખલીફાનો ન હતો, પરંતુ કાર્ય પણ લગભગ અસંભવિત છે, કારણ કે દરેક દેશની રાજકીય ઝરૂરતો અને ઇચ્છાઓ જુદી જુદી હોય છે, બલ્કે ઘણી વેળાએ તો પ્રતિસ્પર્ધિ હોય છે. અને એવી સ્થિતિમાં દરેક દુન્યવી બાદશાહની હમેશા એજ ફર્ઝ હોવી જોઇએ કે તે પોતાની પ્રજા અને રાજ્યના લાભોમે, બીજા રાજ્યોના મુકાબલામાં, પછી તે ઇસ્લામી રાજ્યજ કેમ ન હોય, સરસાઇ આપે. ખયર,' આતો બાદશાહનું કર્તવ્ય થયું, પરંતુ બાદશાહને છોડીને જો કોઇ દેશના મુસલમાન વતનીઓ પણ પોતાના રાજકીય લાભો અને હેતુઓ માટે કોઇ એવા સુલ્તાન ખલીફા સાથે સંબંધ રાખવા ઇચ્છે, જે તેમના દેશનો બાદશાહ નથી, તો તે મુસલમાનો, જો સ્વતંત્ર હોય, તો પણ થોડા સમય પછી તેજ પ્રકારની પરાધીનતામાં સપડાઇ જશે, જેમ અરબસ્તાનના વતનીઓ લાંબા કાળ સુધી તુર્કોના હાથમા પરાણે રહયા. અને જો તે મુસલમાનો પોતે સ્વતંત્ર સલ્તનતવાળા નથી પરંતુ બીજા ગયર મુસ્લિમોની સાથે તે દેશમાં આબાદ છે, જેમ હિન્દુસ્તાનમાં, તો તેવી સ્થિતિમાં તે દેશમાં તેમનું રહેવું સ્હેવું તેનુંજ ભારે થઇ પડશે જેવું કે બે પરસ્પર ઉલ્ટા ગુણો ધરાવતી વસ્તુઓનું. કારણકે આવી પરિસ્થિતમાં મુસ્લિમ અને ગયર મુસ્લિમ વસ્તીઓના લક્ષ બિંદુમાં વ્યોમ ભોમનો ભેદ થઇ જશે.

અમારા વિચાર પ્રમાણે રાજકીય ખિલાફત હતીએ નહિં અને તેનું સ્થાપન કરવું સંભવિત પણ નથી જો અમારા વિચારો સત્ય છે તો મુસલમાનોએ રાજકીય ખિલાફતનો વિચાર મનમાંથી કાઢી નાંખવો જોઇએ. અને હિન્દ વિષે પોતાનો દૃષ્ટિ બિંદુ કાઈમ કરવામાં આ વિચારને બિલકુલ વચ્ચે લાવવો જોઇએ નહિં.

## બિન રાજકીય ખિલાફતની ઝંખના.

અહિં અમે કોઇ એવી ધાર્મિક ચર્ચા કરવા નથી માંગતા જેનો સંબંધ આ પુસ્તકના મૂળ વિષય અને હેતુ સાથે ન હોય; અને તેથીજ આ વિષયને છેડવા નથી માગતા કે ખિલાફત જોડે એક મુસલમાનને સંબંધ ન હોય તો તે મુસલમાન, મુસલમાન રહી સકે છે યા નહિં. અમે માત્ર એટલુંજ કહીને સંતોષ માનીશું કે જો કદાચ આખી દુન્યાના મુસલમાનોએ કોઇ ધાર્મિક ખલીફાને ઉભો પણ કરી દીધો તો તેનો દરજ્જો અને પ્રતિષ્ઠા તેવીજ થઇ જશે જેવી ખ્રિસ્તિ દુન્યામાં પોપની છે. અથવા જો તે ખલીફા ખરેખર એવી એક પવિત્ર વ્યક્તિ તો, એવી થશે થશે જેમ શિયાઓમાં મુજતહિદ અને સુન્નીઓમાં પીર હોય છે. જેની પાસેથી કોઇ ધાર્મિક બાબત પૂછી લેવામાં આવે અથવા જેના હલકામાં આત્મિક લાભ માટે મુસલમાનો કેટલીક મીનીટો જઇ ગાળે. પરંતુ મ્હારા મત મુજબ આનાથી મુસલમાનોને કોઇ રાજકીય ફાયદો થશે નહિં. ઉપરાંત આ વિચારને અમલમાં મૂકવામાં પણ અમારી દૃષ્ટિ સન્મુખ મોટી મોટી મુશકેલિયો આડે આવે છે. જેના વર્ણનથી

અમને સદેહ છે કે અમે એક એવી લાંબી ચર્ચામાં ઉતરી પડીશું જેનો મૂળ વિષય સાથે કશો સંબંધ રહેશે નહિં અને આ ચર્ચા ખરા ધોરી માર્ગમાંથી વિખુટી પડીને ગલીકુંચાઓના ગુંચવાડામાં ગોથાં ખાશે. વસ્તુતઃ પહેલાં તો કોઇ આવો ખલીફા સંભવિત નથી, અને હોય તો પણ તે ફરીથી રાજકીય શક્તિ વિનાનો થશે, જેનો વિચાર સુદ્ધાં હિંદુસ્તાન વિષેનો દૃષ્ટિ-બિંદુ નક્કી કરતી વખતે આપણી સમક્ષ વચ્ચે આવવો જોઇએ નહિં.

## ખિલાફતની સામાન્ય ઝંખના.

આ સમયે ખિલાફતની સામાન્ય ઝંખના અમારા મુસ્લિમ બિરાદરોમાં એમ છે કે ખલીફા એવો મુસ્લિમ બાદશાહ હોવો જોઇએ જે અરબસ્તાનના ટાપુ ઉપર હુકુમત કરે અને જેની સલ્તનતની અંદર હિજાઝ, શામ, બયતુલમુકદ્દસ, ફલસ્તીન, ઇરાક વગેરેહ દેશો શામિલ હોય, અને તે બાદશાહ હજને પ્રસંગે અથવા કોઇ બીજી રીતે સમસ્ત મુસ્લિમ-જગતની વસ્તી સાથે સંબંધ સાધી સકે અને પોતાની સંગઠિત શક્તિને ઇસ્લામ અને સઘળા ઇસ્લામીઓના લાભાર્થે સમયાનુસાર વાપરી સકે. આ સામાન્ય તુલનામાં અને અમારી રાજકીય ખિલાફતની તુલનામાં, જેનું વર્ણન ઉપર થઇ ગયું છે, બહુ ઓછો તફાવત છે. એટલે માત્ર એજ તફાવત છે કે આમાં કેટલા ઇસ્લામી દેશોની સલ્તનતને અનિવાર્ય ઠરાવવામાં આવી છે. અમારી તો એજ અભિલાષા છે કે તે સઘળા દેશો ઉપર જે ઇસ્લામના પારણા સમાન છે જ્યાંના એક એક બિંદુમાંથી નૂરે-ઇસ્લામ

ઝગહુવે છે, જ્યાંના બારી બારણાએ ઉપરથી ઇસ્લામી સંસ્કૃતિના ચિન્હો જાહિર થાય છે, જ્યાં મુસલમાનોના પવિત્ર મથકો આવેલાં છે ત્યાં, ઇસ્લામી ઝુંડો ફરકે અને ઇસ્લામી રાજ્ય કાઇમ રહે. કારણ કે આ દેશોનુ ભલું ઇચ્છનાર કુદરતી રીતે જેટલા મુસલમાનો થઇ સકે છે, તેટલા કોઇ બીજા ધર્મના લોકો થઇ નથી સકતા, અમારો એ પણ વિચાર છે કે હમણા ઇંગ્લાંડ અને ફ્રાન્સે આ દેશોમા પોતાના વગસીલા અને સત્તાની જે વહેંચણી કરી લીધી છે તેનો મુળ હેતુ પોતપોતાના દેશને લાભ પહોંચાડવાનો છે, નહિં કે આ દેશોની પ્રજાઓને એમોરી આ ઇચ્છા હોવા છતાં અમારો મત તો એજ છે કે આ દેશોમાં જે મુસ્લિમ બાદશાહ અથવા રાજ્ય હશે તેમાં તે બળ ઉત્પન્ન થવાની આશા ન રાખવી જોઇએ, જેનું અસંભવિતપણું અમે "રાજકીય ખિલાફત" ના વર્ણનમાં ઉપર દેખાડી આવ્યાં છીએ. આમ છતાંએ જો અમારા મુસ્લિમ બિરાદરો ખિલાફતની આ સામાન્ય ઝંખનાને કંઇ પરિણામકારક સમજતા હોય તો જ્યાંસુધી હિંદી મુસ્લિમોને લાગેવળગે છે ત્યાં સુધી તેઓ તેને વ્યવહાર પોશાક ત્યારેજ પહેરાવી સકે છે જ્યારે ખુદ તેમનામાં કોઇ બળ હોય. સકતું નથી જ્યાં સુધી તેઓ પોતાના દેશ હિંદુસ્તાનની રાજકીય સ્થિતિને તે અંતિમ અને ઉચ્ચ પાયા ઉપર પહોચાડી દે કે જેથી તેઓ હિંદી હોવાને કારણે માનની નજરથી જોવાય. તેથી ખિલાફતના વિષયને આપણે ગમે તે દ્રષ્ટિએ જોઇએ; પણ આ દેશની રાજકીય પ્રગતિમાં તો આપણો દ્રષ્ટિબિંદુ તેજ હોવો જોઇએ જે, અહિંની ગયર મુસ્લિમ વસ્તીનો છે.

# "પાન ઇસ્લામિઝમ"

કેટલાક લોકો એવો વિચાર ધરાવે છે કે દુન્યામાં આ વખતે "પાન ઇસ્લામીઝમ"ની એક ભયાનક ચળવળ પ્રસરતી જાય છે, આની વસ્તુસ્થિતિ જાણવાને માટે સૌથી પહેલાં Pan-Islamism કઇ શકિતનું નામ છે એ જાણવું જોઇએ.

જો "પાન ઇસ્લામીઝમ" નો એવો અર્થ લેવામાં આવે કે સઘળી દુન્યાના મુસલમાનોમા કંઇ એવી મતલબનું એકત્ર કરારનામું છે કે એક જગ્યાના મુસલમાનો બીજી જગ્યાના મુસલમાનોને વ્યવહાર મદદ આપીને આ દુન્યામાં કોઇ વિજય મેળવી લે, તો એક મુસ્લિમ તરીકે અમે એમ કહી સકીએ છીએ છે કે તે કેવળ જુઠું જ નથી બલ્કે અસંભવિત પણ છે. અમારા મત પ્રમાણે જે બિન મુસ્લિમોએ "પાન ઇસ્લામિઝમ" ની ભયાનક આકૃતિ દુન્યા આગળ ઘેરી બતાવી છે, તેઓ કાંતો કોઇ ભુલથાપમાં છે અથવા તેમાં કોઇ રાજકીય લાભ એવા હેતુથી સમાયલો છે કે વિના કારણે દુન્યાને ઇસ્લામથી ચેકિત અને વિમુખ રાખી ઇસ્લામની વિરોધી અને તેની જડ ઉખેડવાને તૈયાર રાખવામાં આવે. પરંતુ જો "પાન ઇસ્લામીઝમ" ખરેખર તે આકર્ષણ શકિતનું નામ છે જે એકજ વિચાર અને એકજ સંસ્કૃતિના માણસોની વચ્ચે સ્વાભાવિક હોય છે. તો "પાન ઇસ્લામીઝમ"નું અસ્તિત્વ છે, કેમકે મુસલમાન માત્ર કેટલીક મૂળ બાબતોમાં એકમત થઇ જાય છે, અને એક હદ સુધી તેમનામાં પ્રેમનું આકર્ષણ ઉત્પન્ન થઇ જાય છે. દાખ-

ની લોક–સમાજો, ભલે કુટુંબ, કુળ, કલબ, મંડળ અથવા કોઇ બીજી શિકલમાં હોય, તે માત્ર જુદા જુદા આકર્ષણોના દાખલાઓ છે. સહધર્મીમાં પણ એક આકર્ષણ અવશ્ય છે અને આ આકર્ષણ શક્તિનું ધોરણ તે માણસોના ધાર્મિક વિચારોની શક્તિ ઉપર આધાર રાખે છે, જેમના ઉપર તેની અસર પડે છે આ સામાન્ય સિદ્ધાંતો કાંઇ મુસલમાનો માટેજ નથી પણ માનવ–પ્રકૃતિના છે. અમે સાંભળ્યું છે કે યહુદીઓમાં મુસલમાનો કરતાયે વધારે સહધર્મી આકર્ષણ છે. એવીજ રીતે એક વતની હોવાનું પણ એક આકર્ષણ છે, જેમાં ધર્મને કંઇ લેવા દેવા નથી હોતા. આ આકર્ષણ શક્તિની પુરી લાગણી તે વખતે જણાય છે, જ્યારે આપણે પરદેશમાં હોઇએ, અને ત્યાં આપણને આપણો કોઇ દેશી ભાઇ મળે. હિંદુસ્તાનથી યુરોપના પ્રવાસે નીકળતાં, આગબોટમાં પગ મૂકતાંજ અમે જોયું કે આ પંદર દિવસના પ્રવાસમાં એક નાનકડી દુન્યા પાણી ઉપર ચાલતી દેખાય છે. તેમાં જે વિભાગો–કંપનીઓ તરતજ બની જાય છે તે, આ વતની આકર્ષણના નમુના હોય છે. આવા આકર્ષણનો એક મનોરંજક દાખલો મ્હને યાદ આવી ગયો હું રાતને સમયે એક વખતે લંડનની અંડરગ્રાઉન્ડ (ઝમીનની નીચે) રેલ્વેમાં બેઠો કે તરતજ એક કન્ડકટર એટલે ગાડી ચલાવનારો મ્હારી તરફ ટગર ટગર જોવા લાગ્યો. જેઓએ લંડનની અંડર ગ્રાઉન્ડ રેલ્વેમાં મુસાફરી કરી છે તેઓજ આની કલ્પના કરી સકે છે કે કન્ડકટરો કેટલા નકુરસતીઆ હોય છે. અને એકેક ક્ષણે મીનીટને આંતરે તે કેવી રીતે હજારો માણસોની વહેતી છૂટંતધારની દિશાઓ

બદલતો અને ફેરવતો રહે છે. પરંતુ વતની આકર્ષણ તેના ઉપર એટલું તો કબ્જો કરી બેઠું હતું કે તે આ નઝુકતીઆપણામાં પણ મ્હારી પાસે આવ્યો અને પૂછયું કે શું આપ હિંદુસ્તાની છો? જ્યારે તેને પોતાની આ ધારણા ખરી માલુમ પડી તો તે સ્મિત કરી કહેવા લાગ્યો કે હું પણ હિંદુસ્તાની છું. આમ કહી પાછો પોતાના કાર્યમાં પરોવાઇ ગયો. તેનાં મ્હોં, ચહેરા ચળવળ અને મમતા ઉપરથી સ્પષ્ટ દેખાતું હતુ કે મ્હને જોઇને કંઇ ખાસ આનંદ થયો. કેમ્બ્રીજ યુનીવર્સીટીમાં હિન્દી વિદ્યાર્થીઓની જુદી મંડળી એજ આકર્ષણના સિદ્ધાંત ઉપર સ્થાપિત છે. વારૂ, આતો બધી જુદી જુદી કુદરતી આકર્ષણ શક્તિયોના દાખલા છે અને આ આકર્ષણની લાગણીઓ દુન્યામાં મનુષ્ય જાતિના અસ્તિત્વ પર્યંત બાકી રહેશે. જોવાનું માત્ર એ છે કે, જે આકર્ષણ સહધર્મી હોવાને કારણે મુસલમાનોમાં છે, તે શું રાજકીય દૃષ્ટિથી બિન-મુસ્લિમો માટે કંઇ ભય ભરેલું છે? અથવા મુસલમાનોને માટે એક એવું "મઝબુત દોરડું" છે જેને ભરોસે તેઓ હિન્દ વિષે પોતાનો દૃષ્ટિબિંદુ બદલી સકે? અમારા અભિપ્રાય પ્રમાણે "પાન-ઇસ્લામિઝમ" નું ધાર્મિક આકર્ષણ બિન મુસ્લિમો માટે કાંઇ પણ ભયસૂચક નથી. અને જે કારણો અમે રાજકીય ખિલાફતના અસંભવિતપણા વિષે વર્ણવી ચુકયા છીએ, તેજ કારણોના આધારે, અમે એ પણ કહી સકીએ છીએ કે આ આકર્ષણ એવું નથી જેના આધાર પર અમે અમારા દેશની પ્રગતિ અને આબાદીના દૃષ્ટિબિંદુને બદલી નાંખીએ.

# મુસલમાનોનો દૃષ્ટિબિંદુ.

હિન્દ વિષે મુસલમાનોનો ખરો દૃષ્ટિબિંદુ એજ હોવો જોઇએ કે તેઓ ધર્મ કે કામને વચ્ચે આણ્યા વિના પોતાને, મહાન દેશ બંધુઓની સાથે એકજ નૌકામાં બેઠેલા કલ્પે સે. અને તે નૌકા "હિંદુસ્તાન" છે,

જે તુફાન હિન્દુઓને ડુબાવવાની શકિત ધરાવે છે તેજ તેમને ડુબાવી દેશે. અને જે શાંતિ અને અમન હિન્દુઓને ધારેલ મંઝિલે પહોંચાડશે તેજ, મુસલમાનોને મંઝારી વંટોળમાથી ઉગારશે. જો સંકુચિત દૃષ્ટિથી કામ લેવામાં નહિં આવે તો મઅલુમ પડશે કે હિંદુસ્તાનના એક એક વતનીની પ્રગતિ અને ઉન્નતિનું બિંબ એક નહિં તો બીજા સ્વરૂપમાં પલટાઇને તેના બીજા દેશ બંધુઓ ઉપર ધર્મ અને જ્ઞાતની ગણત્રી વિના પડે છે. અમને આ વિષયનો પુરે-પુરો અનુભવ—કે હિંદુસ્તાનની માન અને અપમાનની અસર અમારી વ્યક્તિગત ટેક ઉપર કેટલી પડે છે— તે વખતે થયો જ્યારે, અમે હિંદુસ્તાનની બાહિર પ્રવાસે નીકળ્યા. અમે ઇ. સ. ૧૯૧૨ મા વિલાયતથી પાછા ફરી એક લેખ લખ્યો હતો જેમાં, એવું દેખાડ-વામાં આવ્યું હતું કે હિન્દની બાહિર અમારી સઘળી ટેક અને આબરૂનું ધોરણ માત્ર "હિન્દી" શબ્દમાં સમાઇ જાય છે. દરેક જગ્યાએ અને દરેક સમાજમાં અમે એજ અનુભવ્યુ કે બીજા દેશો માં પહેલા લોકો, કયો માણસ કયાંનો વતની છે, તેની તપાસ કરે છે. ત્યાર પછી તેમની નઝરોમાં તેની , લેટલીજ ઇજ્જત હો છે જેટલી, તે દેશની રાજકીય અને સંસ્કૃતીય સ્થિતિની છે, તે પ્રવાસી

જ્યાનો મૂળ વતની છે, તેની પ્રતિષ્ઠા કાતો તેમની નઝરોમાં એક દમ વધી જાય છે કાંતો એકદમ હલકી પડી જાય છે. અરે ત્યાં સુ'ધી કે કોટ, પાટલુન, હેટ, ચહેરો, સ'સ્કાર બલ્કે વ્યક્તિગત લિયાકત પણ કોરે મૂકાઇ જાય છે. ઇ સ ૧૯૨૪ ના પ્રવાસમા પણ યુરોપમા દરેક ઠેકાણે જ્યાં જ્યાં અમે ગયા, ત્યા માત્ર હિન્દી હોવને કા ણે પ્રતિષ્ઠામાં કેટલીક જગ્યાએ તો લાભમાં રહ્યા અને કેટલીક જગ્યાએ ખોટમા.

આ માન અને અપમાન, હિન્દ વિષેના દરેક માણસના અભિપ્રાય ઉપર અવલ'બતા હતા. તેમા ધર્મ'ને કશુ' લેવુ દેવુ' ન હતુ'. મ્હને યાદ છે કે વિલાયતમાં એક અ ગ્રેજ બાનુએ મ્હને એમ કહ્યુ' હતુ' કે એક વખતે તેના ભાઇએ હિન્દુસ્તાનથી લક્ષ્મીની એક મુર્તિ તેને મોકલી હતી અને એમ લખ્યુ'હતુ કે હિન્દુઓની ધાર્મિ'ક માન્યતા મુજબ જે માણસ પાસે આ મુર્તિ' રહેશે તેને દવલત મળશે. આ ઉપર મઝકુર બાનુએ ઠેકડીમા કહ્યુ' કે મ્હને હજી સુધી ક'ઇ દવલત મળી નથી. મે' કહ્યુ' કે મુસલમાનોની ધાર્મિ'ક માન્યતા એવી નથી. પર'તુ તેને કેમે કરીને સમજાતુ' ન હતુ' કે હુ પણ એક હિન્દી હોવાને કારણે શા માટે તે ધાર્મિ'ક માન્યતાને નથી માનતો. સર રવિન્દ્રનાથ ટાગોરે બીજા દેશોમા પ્રવાસ કરીને પોતાની લિયાકત અને પોતાની માનવ પ્રતિષ્ઠાનો જે સિક્કો જમાવ્યો છે, તેનો લાભ ધર્મ'ભેદના ક'ઇ પણ બ ધન વિના દરેક હિન્દીને મળશે ઇટલીના વેનીસ ( Venice ) શહેરમા એક સવદાગરે પોતાનો કીમતી દાગીનો નફો ચઢાવ્યા વગર અમને માત્ર હિન્દી હોવાને કારણે આપી દીધો હતો. અને તેજ શહેરની બીજી દુકાનો પર એક વેપારીએ કહ્યુ કે

એક હિન્દી પ્રવાસીએ જે દાગીનો ખરીદવાનું વચન આપેલું, તે તેણે દાગીનો છ મહીને પાછા ફરતી વખતે વચન અનુસાર ખરીદ્યો. વળી હિન્દીઓની આવી શાખને આધારે તેણે મ્હને પણ કહ્યું કે જો આપ પણ અમુક દાગીનો ખરીદવાનું વચન આપો તો તે દાગીનો કદી બીજાને વેચીશું નહિ. એ કાંઇ યુરોપનીજ વાત નથી. ઇરાક, હિજાઝ, અને અરબસ્તાનમા પણ જે હિન્દી મુસલમાનો દર્શન અને હજના હેતુથી જાય છે, તેમને સઘળા ઇરાકી અને હિજાઝી ખાસ કરીને હિન્દીજ કહે છે અને માને છે. અમારા એક હિન્દુસ્તાની મિત્ર જ્યારે નજફે અશરફમાં પોતાના મિત્રો સાથે રસ્તાપરથી પસાર થતા હતા, ત્યારે કેટલાક અરબોએ ઇશારો કરી કહ્યું, "હાઝા શયખુલ હુનુદ." અર્થાત, આ હઝરત હિન્દીઓના એક આગેવાન છે.

મહાત્મા ગાંધીની આત્મિકતાની બીજા દેશોમાં ખ્યાતિ વિષે દરેક હિન્દી ધર્મભેદ વગર અભિમાન ધરાવે છે. ઇંગ્લાંડમાં આપ ગમે તેટલા અકડો પણ જ્યારે અંગ્રેજો જાણી લે છે કે આપ હિન્દી છો તો ધાર્મિક ભેદ વગર આપની તેટલીજ આબરૂ રહી જાય છે જે, એક પરતંત્ર પ્રજા અને હાકિમની વચ્ચે હોવી જોઇએ. દક્ષિણ આફ્રિકા અને બીજી નવી વસ્તીઓમાં આપ જોઇએ તેટલું માથું પટકો પણ જ્યાં સુધી આખા હિંદુસ્તાનની રાજકીય, પ્રતિષ્ઠાનો પાયો દઢ ન થઇ જાય, ત્યાં સુધી તમારી ગણતરી તેઓ પોતાના સરખા દરજાના માણસોમાં કદી કરે[illegible] [illegible]પ્કોર્ટમાં, એક હિન્દી ત્યાંનો શહરી કદી [illegible] સ્વતંત્ર શહરીના હકો

પ્રાપ્ત કરી સકતો નથી, એ વાતનો નિર્ણય કરવામાં તે હિન્દીના ધર્મનો, મુકદમો ચાલતો હતો, વિચાર શુદ્ધાં પણ જન્નેના મનમાં આવ્યો હશે નહિ'. અમને આ પ્રસંગે કોઇ ધર્મના ખરા ખોટપણા વિષે વાદવિવાદ કરવો નથી. આ બધા દાખલાઓ એતી પુષ્ટીમાં રજુ કરવામાં આવે છે કે હિંદુસ્તાનની હદની બાહિરના પ્રદેશોમાં અમારો પરસ્પરનો ધર્મ સંબંધ તુટી જાય છે અને બિન હિન્દી લોકોની દૃષ્ટિમાં "હિન્દી", માત્ર "હિન્દી" તરીકેજ હરતો ફરતો દેખાય છે, પછી તે ગમે તેવા લિબાસમાં છે હોય. વાંચકો આ વિચારને પણ મનમાંથી કાઢી નાંખે તો સારૂં કે એક હિન્દી મુસલમાન ઇસ્લામી દેશોમાં જઇને "હિન્દી"ના વર્તુળમાંથી નીકળી જાય છે. નહિં, ત્યાંપણ તે હિન્દીજ રહે છે. જ્યારે મ્હારી માતા અને બ્હેન હજ અને ઝિયારત કરી પાછા ફર્યાં ત્યારે તેઓ કહેતા હતા કે તેમના કાફલામાં જ્યારે કોઇ, હિન્દી, કોઇ બદદુ અરબની સારી આગતા સ્વાગતા કરતો નહિ અથવા પુન્તું ઇનામ આપતો નહિ ત્યારે તેઓ તેને માટે 'હિન્દી બત્તાલ' (નકામો હિન્દી) ના શબ્દો એક મહાવરાના રૂપમાં દરેક હિન્દીને માટે એક સરખી રીતે વાપરતા હતા અને "હિન્દી"નો ધર્મ ઇસ્લામ, તેને દુઃખ ઝુલ્મ અને કેટલીક વખત કતલથી પણ, બચાવી સકતો ન હતો. હમણા આજ વર્ષનો બનાવ છે કે મદીના મુનવ્વરાના રસ્તામાં હઝારો હાજીઓને બદદુ અરબોએ અટકાવ્યા અને તેમને જ્યારે પુરતી રકમ નહી મળી તો આખા કાફલાને મદીના શરીફની ઝિયારત કર્યા વગર પાછા વળવું પડયું અને રસ્તામાં એવા દુઃખો વેઠવા પડયા કે હઝારોના જીવ ગયા. બદદુઓ ઉપર ધર્મની કંઇ અસર થઇ નહિ.

ગયે વર્ષે હિજાઝ સરકારને એ પણ યોગ્ય નહિ લાગ્યું કે મિસ્રી ડૉકટરોનું ડેપ્યુટેશન હાજીઓની સેવા કરવા હજની મોસમમાં અરબની ઝમીન ઉપર પગ પણ મૂકે અથવા તંબુ નાખે, કેમકે રાજકીય દૃષ્ટિથી ત્યાં તેમની હાઝરી અરબોને માટે જોખમ ભરી લાગી. થોડા વખત ઉપર હિન્દના ખિલાફત ડેપ્યુટેશન ઇસ્લામી જોશમાં આવી, સલાહ આપવાના હેતુથી અંગોરા જવાની પરવાનગી માગી ત્યારે તુર્કોએ ચોકખો નન્નો પરખાવ્યો, જેથી સઘળા મુસલમાનોની આંખો ઉઘડી ગઇ હશે. ત્રણ વર્ષ ઉપર જ્યારે પંજાબ અને સરહદના પ્રાંતોના હઝારો મુસલમાનોએ હિજરતનો વિચાર એવા વિશ્વાસ ઉપર કર્યો કે અફગાનિસ્તાન એક ઇસ્લામી સલ્તનત હોવાને કારણે તેમનો સત્કાર અને આદર કરશે અને પોતાના દેશમાં વસાવશે, ત્યારે તે ઇરાદાને અમલમાં આણતાં જે પરિણામો આવ્યાં તે દરેક વાકિફ મુસલમાનની જાણમાં છે. અમારા મિત્ર ખાજા ગુલામુસ્સકલયન મર્હુમને એક વખત એવી ધૈલછા છુટી કે, બમ ઠેઠ ઈરાન જઇ ત્યાંના મુસલમાનોના વિચારો દુરસ્ત કરવા અને તેઓ ઇસ્લામી લાગણીથી તરત ઈરાન પહોંચ્યા. મર્હુમમાં આત્મભોગની લાગણી પ્રબળ હતી. તેઓ ફરમાવતા હતા કે ઇરાનીઓને તેમના ઉપર એવી શંકા હતી કે આ માણસ હિંદુસ્તાનની છુપી પોલીસનો એક જાસુસ છે, અને અમને છેતરવા અહિં આવ્યો છે. તેમના હિન્દી વેઇરાનમાં પણ તેમનો પીછો છોડયો નહિં. ટુંકમાં, તેઓ અત્યંત નિરાશ થઇ પાછા આવ્યા. જો ઇરાનમાં કોઇ હિન્દી મુસલમાન આ પ્રમાણે કતલ થાત જેમ, હમણા થોડાજ સમય ઉપર અમેરિકન એલચી કતલ કરવામાં

આવ્યો હતો, તો અમને વિશ્વાસ છે કે તેના ખુનનો બદલો આપવા માટે ઇરાન ધાર્મિક દૃષ્ટિએ આટલી હદ સુધી તૈયાર થાત નહિં જેમ અમેરિકાએ ઇરાનને બદલો આપવા માટે લાચાર બનાવ્યું હતુ. આ બધુ માત્ર અમેરીકાની રાજકીય શક્તિના જોર અને અસરનુ પરિણામ હતું આ સઘળા દાખલા આપવાનો હેતુ એ છે કે હિન્દી મુસલમાનો ઇસ્લામી દેશોમા પણ હિન્દીજ રહે છે આથી અમે એ બતાવવા માગીએ છીએ કે દુન્યવી બાબતોમા કોઇ દેશની એકત્ર રાજકીય અને સસ્કૃતિક સ્થિતિની જે અસર તે દેશના વતની ઉપર પડે છે, તેને તેનો ધર્મ અટકાવી સકતો નથી હિન્દના મુસલમાનો કદી એ વિચાર ન કરે કે કોઈ બીજા મુસ્લિમ અથવા ગયર મુસ્લિમ દેશની રાજકીય સસ્કૃતિની ઉત્તમ સ્થિતિ હિન્દુસ્તાનના મુસલમાનોની રાજકીય સસ્કૃતિની સ્થિતિને ઇસ્લામી આકર્ષણ દુરસ્ત કરી સકે છે એવુ કદી થયું પણ નથી અને થશે પણ નહિ ટુકમા રાજકીય અને સસ્કૃતિક સ્થિતિના વિષયમા હિન્દુઓ અને મુસલમાનો એકજ નૌકામા સવાર છે હિન્દની રાજકીય પ્રગતિ સામાન્ય રીતે હિન્દના મુસલમાનોની પ્રગતિ અને પ્રતિષ્ઠા અને શક્તિને પણ તેજ પ્રમાણમા વધારે અને ઓછી કરે છે જેટલી બિન મુસ્લિમ હિન્દીઓની ઇજ્જત અને ટેકનો બસ આ વાણુ એજ દૃષ્ટિબિંદુથી જોવુ જોઇએ, અને અમારે એજ દૃષ્ટિબિંદુ ખરો દૃષ્ટિબિંદુ કહેવાશે

## પરસ્પર સંબંધના લાભો.

અમને આ પુસ્તકમા એ બતાવવાની આવશ્યકતા નથી કે માણસ માત્રની નિષ્ઠાઓ અને હેતુઓની અસર તેના કાર્ય ઉપર કટલી હદ સુધી પડે છે આ દેશમા હિન્દુ મુસલમાન એકમેકના

મુકાબલામાં કેટલીક માગણીઓ કરે છે. અમે એમ ન'થી કહેતા કે એ માગણીઓ ન કરવામાં આવે. માંહોમાંહેની સલાહ અને સમજુતી આજેજ કરી લેવી જોઇએ.અમે એના ઉપર ખુબ વિચાર કર્યો છે. આ સ્પરસના હકો, જેને આપણે લડાઇ સમજીએ છીએ તેજ, ભવિષ્યમાં સુલેહ અને પ્રગતિના કારણભૂત થશે. પરંતુ અમારા વિચાર પ્રમાણે જો હિન્દુ મુસલમાન એકબીજાને તે દૃષ્ટિબિંદુથી જોશે જેની સ્થાપનાની કોશિશ અગીયારમાં પ્રકરણમાં કરવામાં આવી છે, તો પછી માહોમાંહી ને માંગણીઓનો અંત લાવવામાં ઘણી સહેલાઇ થઇ જશે. જો સઘળા હિન્દુઓ મુસલમાનોને તે દૃષ્ટિથી જોવા લાગે કે તેમના રાજ્યના સમયમાં હિન્દુસ્તાનની સંસ્કૃતિને બહુ કાંઇ લાભ થયો છે, અને હવે તેઓ આ દેશનો એક અભેદ્ય ભાગ છે, અને તેઓ માનસિક અને શારીરિક શકિતનો એક એવો સંગ્રહ છે જે, દેશના લાભાર્થે વાપરી સકાય છે. (જેમ ૧૧ માં પ્રકરણમાં સવિસ્તાર વર્ણવ્યું છે.) અને તેજ પ્રમાણે જો સઘળા મુસલમાનો પણ એમ માનવા લાગી જાય કે તેમની પ્રતિષ્ઠા અને અવગણના આ દેશની પ્રતિષ્ઠા અને અવગણનાની સાથે સંબંધ રાખે છે, હિન્દુઓ આ દેશના કળા, હુનર અને દવલતમાં કોઇ એવી પ્રગતિ નથી કરી સકતા જેનો લાભ સીધી યા આડકતરી રીતે મુસલમાનોને પણ નહિં પહોચે, ખિલાફત અથવા પાન ઇસ્લામીઝમ તેમના ભવિષ્યના ભાગ્યનો નિર્ણય કરી સકશે નહિં. અને તેના જોશમાં તેઓ કોઇ પણ રીતે આ દેશની રાજકીય પ્રગતિમાં સીધા માર્ગદર્શક થશે નહિંજો એમ થાય તો પછી અમારી,નિંદાઓ અને હેતુઓમાં બહુ મળતાપણું,આવી જશે.

એક બીજાની સામે શંકાના વાદળો વિખેરાવા લાગશે. પરસ્પરના સંબંધની ક્ષિતિજ સાફ થઇ જશે. અને અમને અમારા પરસ્પરના પરિચયનો મર્મ માલુમ પડશે કે જાણે બે ભાઇઓ છે જે, ઘરને તોડવા નથી માગતા, પણ કોઇ એવી સમજુતી કરવા માગે છે કે લાંબા કાળ સુધી તેમનું સંગઠિત બળ તે ઘરના અસ્તિત્વ માટે આશ્રય, તેને શણગારે અને તેની દરેક શોભાથી બેઉ ભાઇઓ લાભ મેળવે. અમારો આ ઘર હિન્દુસ્તાન છે. અમે ઇચ્છીએ છીએ કે આ દેશના સઘળા વતનીઓ પરસ્પરના લાભો સમજતા રહે, જેથી કરીને તેનો નિર્ણય કરવામાં અગવડ ન પડે. માગણીઓ એવી શુદ્ધ નિષ્ઠાથી કરવામાં આવે કે એક બીજા પર કોઇ નિરર્થક હુમલો ન થાય. બેઉના અસ્તિત્વના નિર્ણયની જમાનત રહે નહિં કે એક તરફ હિન્દુ રાજ્યનો વિચાર સર્વોપરિપણું ભોગવે અને બીજી તરફ રાજકીય ખિલાફતની ધુન હોય. જો તબીઅતો આ રસ્તા ઉપર આવી જાય તો બેડો પાર છે. જે હવા આજે દુન્યામાં વાઇ રહી છે, તેને જોઇને અમને એવો ભાસ થાય છે કે દરેક દેશમાં દેશીય શક્તિયો અને લાગણીઓ, સઘળી બીજી શક્તિયો અને લાગણીઓ ઉપર જીત મેળવી લેશે. અને આનાથી કોઇ માણસના મૂળ ધાર્મિક સિદ્ધાંતને આંચ આવશે નહિં. પેટા સવાલોની ગમે તે સ્થિતિ થાઓ. દાખલા તરીકે વાજું વગાડવાની બાબત અથવા કોઇ જાનવરને વધ કરવાનો હક. સંભવ છે કે હિન્દુસ્તાનમાં પણ એક સમય આવશે કે આવા હકો માંગવાની આવશ્યકતાજ બાકી નહિં રહે. વસ્તુતઃ આજે તો માત્ર એનીજ ઝરૂરત છે કે આપણે પરસ્પરની માગણીઓનું ખરું રૂપ વિસારી દઇએ નહિ.



# પ્રકરણ ૧૩ મું.

## પ્રસ્તાવિક.

જો પહેલાં નવ પ્રકરણોની છેલ્લા ત્રણ પ્રકરણોની પ્રસ્તાવના રૂપ ગણીએ તો, અગીઆરમું અને બારમું પ્રકરણ આ તેરમા અને છેલ્લા પ્રકરણની પ્રસ્તાવના રૂપ ગણાવા જોઇએ. આરંભના નવ પ્રકરણોમાં છેલ્લા ત્રણ પ્રકરણો લખવાનો પાયો ચણવામાં આવ્યો હતો અને અગીઆરમાં તથા બારમા પ્રકરણમાં ( જેમાં હિંદુ મુસલમાનોના દ્રષ્ટિબિંદુનું વર્ણન કરવામાં આવ્યું છે ) આ છેવટના પ્રકરણનો પાયો નાંખવાનો હેતુ હતો આમાં દેશની આગળ એક સંપીની યોજનાઓ ધરવાનો હેતુ છે. આ વિષય ઉપર જો વાંચકોને મ્હારા વિચારો સંપૂર્ણ રીતે જાણવાની ઇચ્છા હોય તો તેઓ અગીઆરમાં અને બારમા પ્રકરણને દ્રષ્ટિ સન્મુખ રાખે.

## દ્વેષ, કુસંપ અને તિરસ્કારની લાગણીઓના પરિણામ.

દ્વેષ, કુસંપ અને તિરસ્કાર એ માનવ પ્રકૃતિની અત્યંત તિમ લાગણીઓ છે. અને જ્યારે તે કોઇ મનુષ્યમા પ્રવેશ કરી જાય છે, તો પછી તેનું નીકળવું મુશકિલ થઇ પડે છે. તે વેળાએ આ માનવ સ્વભાવ કિંવા તેની "બીજી ટેવ" થઇ જાય છે.

મનુષ્ય સમાજો અને કવમો વ્યકિતઓનીજ બને છે ના ! એટલે જ્યારે કોઇ બીજી કવમ યા સમાજમાં તિરસ્કાર અને દ્વેષની લાગણી કોઇ બીજી કવમ અથવા સમાજ પ્રત્યે પ્રવેશ કરી બેસે છે ત્યારે તેને કાઢવી પણ તેટલીજ ભારે થઇ પડે છે, જેટલી એક

વ્યકિતના મનમાંથી તે હલકી લાગણીઓ અને નીચ વૃત્તિઓને કાઢવી ભારે થઇ પડે છે. જ્યારે કોઇ બે જમાઅતોમાં આ નીચ વૃત્તિઓ છેક હદ સુધી પહોંચી જાય છે ત્યારે તે ઉભયમાંથી કોઇ એકનું ફના થઇ જવું એજ તેનો ઉપચાર હોય છે. એમાં ઝરાએ શંકા નથી કે દ્વેષ અને તિરસ્કારની આકર્ષણ શકિત હમવતની—એક દેશીય શકિતથી વધારે બળવાન હોય છે. દાખલા તરીકે ખ્રિસ્તી અને મુસલમાન જો કે, સૈકાઓ સુધી એકજ દેશ સ્પેઇનમાં સાથે રહયા, પરંતુ ઉભયમાં એકબીજા તરફ તિરસ્કારની જ્વાળા ભડકતીજ રહી અને સ્પેઇનના મુસલમાનો નો વિનાશજ તેનો ઉપચાર સિદ્ધ થયો. જો કે પ્રત્યેક ઇતિહાસકાર સ્વિકારે છે કે તેમનો નાશ થવાથી જે નિર્બળતા સ્પેઇનમાં પયદા થઇ ગઇ તે આજ સુધી દૂર થઇ સકી નથી. હઝરત મુસાને શૂળીએ ચઢાવ્યાના બનાવને જો કે બે હઝાર વર્ષ પસાર થઇ ગયા પણ જે માણુસો આ ભયંકર અને નિર્દય કૃત્યોના પાપી બન્યા હતા તેમની ખાક તો શું, નામ નિશાનનો પણ પત્તો નથી રહયો.

પિનદાસ્ત સિતમગર કે સિતમ બરમાકર્દ,
બર ગરદને ઓ બમાનદ બરમા બગુઝશ્ત.

(વેરી સમજ્યો કે તેણે અમારા ઉપર કેર વર્તાવ્યો, પણ તે અમારી ગરદનથી જઇ તેની ગરદન ઉપર કાઇમ છે!

પરંતુ આજે પણ રશિયા, જર્મની, સ્વતંત્ર પ્રંગ્લાંડ અને અમેરીકાના ખ્રિસ્તિઓના હૃદયમાં પ્રવેશ કરી યાહુદીઓ પ્રત્યે તેમની તિરસ્કારની લાગણીઓનો કોઇ ઝરા તમાશો તો જુઓ! આજ વર્ષમાં લંડનના વેમ્બલી પ્રદર્શનમાં ચરમાના એક અંગ્રેજ વેપારીએ

અમારા વિશ્વાસનો ખોટો લાભ લઇ અમારી પાસેથી થોડાક પૈસા કઢાવી લીધા. જ્યારે અમે લંડનની એકબીજી દુકાનમાં ચશ્મા ખરીદવા ગયા તો તે દુકાનદાર ગુસ્સામાં અમને કહેવા લાગ્યો કે અફસોસ! આપને એક યહુદીએ ઠગી લીધા. હું એમ નથી કહેતો કે યહુદી માત્ર એવા હોય છે. પરંતુ આતો માત્ર એક ઉદાહરણ છે કે એક બિન યહુદી અંગ્રેજની લાગણી એક યહુદી અંગ્રેજ પ્રત્યે આજ સુધી કેવી છે. અને એ કંઇ ઇસાઇઓ ઉપરજ નથી, પણ એ હઝરત ઇસા સાથે યહુદીઓના અનિષ્ઠ વર્તનનુંજ પરિણામ અને અસર છે કે આ ઇરાકના મુસલમાનો યૂરપના ઇસાઇઓ પેઠે યહુદીઓને હલકા સમજે છે અને તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે, એક ધર્મના

# ભારતની ભુત સ્થિતિ અને ભાવિ શંકાઓ.

મુગલ કાળમાં જે સ્થિતિ હિન્દુ મુસલમાનો વચ્ચે ઐકયની હતી, તેનું ચિત્ર અમે ત્રીજા પ્રકરણમાં–ધાર્મિક સહિષ્ણુતાના વર્ણનમાં–દોર્યું છે. અને અમને પોતાને અમારી જિંદગીના તે બનાવો યાદ છે કે અમે અમારા એક મુહલ્લામાં વસતા હિન્દુ બુઝુર્ગોના નામ લઇને પોકારી સકતા ન હતા પણ અમારા ઘરડાઓની કેલવણીની અસરથી વયના ભેદ અનુસાર તેમને કાકા, દાદા, ભાઇ ઇત્યાદીના સગપણુવર્યા નામોથી સંબોધતા હતા. ખયર, આતો હિન્દમાં પ્રાચીન એકસંપીની સ્થિતિ હતી. પરંતુ હજીએ કંઇ બગડયું નથી. આજે જે લડાઇ ઝગડાઓ હિન્દુ મુસલમાનોમાં થાય છે તેના મૂળ અને પ્રકાર વિષે અમે અમારા વિચારો વિગતવાર ત્રીજા પ્રકરણના છેલ્લા ભાગમાં ઝાહિર કરી ચુકયા છીએ અમારા વિચાર પ્રમાણે હજી સુધી આ લડાઇ ઝગડાની હદ કેટલીક અજ્ઞાન શરારત પસંદ વ્યકિતઓ સુધીજ છે. અમને ગુલબર્ગા, દિલ્લી અથવા અમેઠીમાં આવા ઝગડાઓનો વધારે ભય નથી. તે તો પવનના સપાટાની જેમ આવીને ચાલ્યા જશે. જે ઝમીન ઉપર જુદા જુદા ધર્મના અને જુદી જુદી ઝાતોના કરોડો માનવપુત્રો એક બીજાની દીવાલના છાંયડામાં આબાદ છે, ત્યાં કોઇ કોઇવાર આવું થઇ જવું કંઇ અસંભવિત નથી. પરંતુ નચિંત અને આશા સૂચક વાત એ છે કે આ ઝપાટાઓ ટકાઉ અને મઝબુત નથી હોતા અને જ્યાં વંટોળના સપાટાની જેમ ઉઠીને કંઇક વિરોધી લાગણીઓને ઉભારીને વાતાવરણને ધુળધેરો કરી દે છે, ત્યાં બહુ જલદી સુલેહ શાંતિ પણ સ્થપાઇ જાય છે, અને દુન્યાનો દૈનિક

કારોબાર રવૈયા મુજબ પુનઃ ચાલવા માંડે છે. આવા ઝપાટાઓનો અટકાવ થોડીક વ્યવસ્થાપક શક્તિથી કરી લેવો સંભવિત છે. એ બધી પેટા–મુશ્કેલીઓ છે પરંતુ અમને જેની ચિંતા છે તે એ છે કે આ ભડકો વધીને સમાજના કેળવણી પામેલા અને ઉદાર મનવાળાઓને તેમાં શામિલ ન કરી દે. ભય છે તો એના બીનો છે, કે જે દિલોમાંથી ઉગી દ્રઢ થાય અને તેના મૂળ તથા તેની ડાળો કોણ જાણે કયાં સુધી પહોંચી જાય. જો ઐતિહાસિક અસત્ય બનાવો કેળવાયલા વર્ગના દિલોમા ઠસી જાય અને તેમના દિલોમાં વિરોધનો દારૂ ગોળો ઠુંસીભરાય જશે એટલે પછી આગ સળગવાનીએ ઝરૂરત રહેશે નહિં, એની મેળે વિચારોની ખેંચનાણમાં લાગણીઓ જ્વાળા પેઠે ભભુકી ઉઠશે, દ્વેષની આગને વધુ વેગ આપી મૂકશે, અને હિન્દુસ્તાન નાબુદ તથા હિન્દુસ્તાનીઓ ફના થઈ જશે. અને આકડી સત્ય ઠરશેઃ–

શુઅલે ભડક ભડક કે ઉઠે દિલકે દાગસે,
ઠસ ઘરમે આગ લગ ગઇ ઘરકે ચિરાગસે!

જે હાડપિંજર હિન્દી મહાસભાના પચાસ વર્ષના પ્રયાસ પછી ચણાયો છે તે એકદમ બેગી પડશે, હિન્દુસ્તાનમા હિન્દુઓ અને મુસલમાનોના મૂળ આઘાતની લેહરો સમુદ્રના એક ભારે અને ભયંકર તુફાનથી ઓછી હશે નહિં. તે વેળાએ એમ કહેવું ભારે થઇ પડશે કે અમારી નૌકા આ તુફાનની થાપડોમાથી કેમ કરીને બચી સકશે અને ધારેલ પાર અને ઠરાવેલ કિનારે કેવી રીતે પહોચી સકાશે એક સમયમાં એ શકય થયું હતું કે મુસલ-

માનોએ સ્પેઇન આઠસો વર્ષ પછી પણ છોડી દીધું. પરંતુ આ સમયના મુસલમાનો પોતાના વતન હિન્દુસ્તાનને છોડી સકશે નહિં આથી કરીને હિન્દુ મુસલમાન બેઉ ભાઇઓમાં ચાલુ ધકકા મુકકીની સ્થિતિ કાઇમ થઇ જવાથી દેશની જે સ્થિતિ થશે તેની કલ્પના માત્રથી રૂંવાટા ઉભા થઇ જાય છે. દરેક દિર્ઘ દૃષ્ટિ વાળો હિન્દી સમજી રહયો છે કે મહાત્મા ગાંધી શાંતિ સ્થાપવાની કોશિશમાં શા ને પોતાનો જીવ સુધ્ધાં આપવાને તૈયાર છે. કારણ એજ છે કે તેઓ આ વિખવાદના પરિણામને સારી પેઠે સમજે છે. અમારા મત પ્રમાણે હજુએ પુરતી એકતા મવજૂદ છે. અને જે કંઇ બગડેલ કરચલીઓ નઝર આવે છે તેનો સુધારો પણ સંભવિત છે. દર્દ ઉપાય વિનાનો નથી હવે આપણને અસરકારક યોજનાઓનો વિચારજ ન કરતાં સત્વર તેનો અમલ પણ કરવો જોઇએ. અને આપણને ખરેખર " દરદ અગાઉ દવા શોધો " વાળી કહેવત વર્તીને કામે વળગવું જોઇએ.

## દૃઢ એકતાની મૂળ યોજના.

અમારા ધ્યાનમાં મઝબુત એકતાનો દૃઢ પાયો નાખવાની આ માત્ર એકજ યોજના એ છે કે હિન્દુસ્તાનનો ખરો ઇતિહાસ અમારા દૃષ્ટિબિંદુથી લખાય, જેમાં ધર્માંધપણા કે ગયરસમજને સ્થાન ન હોય. અને તેજ અમારા કોમળ હિંદુ મુસલમાન વિદ્યાર્થિયોને શાળાઓમાં શીખવવામાં આવે. બીજ સારો હશે તો ફળ પણ સારો થશે. વિચારો ગ્રહણ કરવામાં બાલકોના દિલ મીણનો ગુણ ધરાવે છે, જે સાંચામાં ઢાલો, ઢલાઇ જશે અને તેની આકૃતિ તથા રૂપ ધારણ કરી લેશે. બસ, આ મીણ–હૃદયોને પોલાદ બનાવવા જોઇએ જે,

દૃઢ હોય અને તેના ઉપર જે કાતરાય તે પત્થર સમ અવિનાશી હોય. એ ધ્યાનમાં રાખવું જોઇએ કે પાયો ખોટો નંખાઇ ગયો તો આખું મકાન વાંકું થઇ જશે.

ખશ્તે અવ્વલ ગર નહદમિઅમાર કજ
તા સુરૈયા મી રવદ દીવાર કજ.

(કડીઓ જ્યાં પહેલીજ ઇંટ વાંકી ગોઠવી કે સુરૈયા નક્ષત્ર લગી ભીત વાંકીને વાંકીજ ચણાશે.)

જો હિન્દની પ્રગતિ હૈયે હોય તો ભાવિ પ્રજાના વિચારોને દુરસ્ત કરવાની વ્યવસ્થા આજથીજ કરવી જોઇએ. અમે એમ નથી કહેતા કે ઇતિહાસમાં કોઇ ખોટા બનાવો ઠુંસી ભરવામાં આવે પરંતુ અમારો ઉદ્દેશ એ છે કે જે બનાવો બન્યા હોય તેજ ખરેખરા લખવામાં આવે, જેથી કરીને ઇતિહાસની મૂળ પ્રતિષ્ઠા જળવાય અને બની ગયલા બનાવોનાં સારાં નર્સાં પરિણામોની ખબર પડે. ઇતિહાસકારનો દૃષ્ટિ બિંદુ સ્હેજ બદલાવાથી વાચકના મન ઉપર તેના લખાણની અસર પણ બદલાઇ જાય છે, તેમાં ખાસ કરીને બાળકોના મન પર. હિન્દના જે ઇતિહાસો ખાસ કરીને અમારા બાળકોને શીખવામાં આવે છે તે અમારા અભિપ્રાયમાં ખોટા સિદ્ધાંત ઉપર રચાયલા છે. કયાંક ધર્માંધતા, તો કયાંક સ્વાર્થ અને બીજાઓની ભલાઇની બુરાઇ બતાવી ખરી હકીકત સંતાડી છે, તેમાં ખાસ કરીને તે બનાવો લખવાંમાં નથી આવતા જેનું લખવું અમારા દૃષ્ટિ બિંદુથી અનિવાર્ય છે દાખલા તરીકે, અમે એમ નથી કહેતા કે અંગ્રેજોમની ત્રુટીઓ નહિં બતાવવામાં આવે. પરંતુ વાંધો આ છે કે તેના કાળની

ખુમીઓ શા માટે નહિં વર્ણવવામાં આવે ! તેની છણી પ્રવીણતા તેનો વિનોદ રસ અને તેના કાળનો કેળવણી-પ્રચાર શા માટે વિગતવાર ચર્ચવામા નથી આવતા, જેની થોડીક વિગતોનું વર્ણન બીજા પ્રકરણમાં કરવામાં આવ્યું છે ! માત્ર એકજ પુસ્તક " ફતાવાએ આલમગીરી " નેજ જુઓ કે કેવી રીતે કેટલી મહેનત અને કેટલે ખર્ચે તૈયાર કરવામા આવ્યું હતું. અવરંગઝેબની ધર્માંધતાનુ વર્ણન કરવામાં આવે છે, ત્યારે ધાર્મિક સહિષ્ણુતાના વિષયમાં દેશની તે સ્થિતિનું વર્ણન કેમ નથી કરવામાં આવતું, જેનું વિગતવાર વર્ણન ત્રીજા પ્રકરણમાં કરવામાં આવ્યું છે ? એ પણ કેમ નથી કહેવામા આવતું કે તેનો એક વઝીર રાજ્યસિંગ અને ફવજનો વડો અફસર રાજા રામસિંગ હતો ! અને તેનો એક પુત્ર શાહઝાદો અકબર હિન્દુ રાણીના પેટનો હતો ! અવરંગઝેબે આ ઝમીનના વેપાર વણજ, અને સુખાકારીની જે સ્થિતિ ઉત્પન્ન કરી દીધી હતી અને જેની સાબિતી ચોથા પ્રકરણમાં આપવામા આવી છે, તેની ઉપર શાને ધૂળ નાખવામાં આવે છે ? અને તે અમારા વિદ્યાર્થીઓને શા માટે નથી શીખવવામાં આવતી. ! ન્યાય અને સુલ્હશાંતિ વિષે જે બાબતો અમે પાંચમાં પ્રકરણમાં લખી છે અને કળા હુનર વિષે જે બાતમીઓ અમે ૬ ઠ્ઠા પ્રકરણમાં ભેગી કરી છે, તે સઘળી હકીકતો જો સત્ય છે, તો અમે પુછીએ છીએ કે તે સઘળી પેલા ઇતિહાસોમા પણ હોવી જોઇએ જે અમારા બાળકોને શીખવવામાં આવે છે કે જેથી કરીને તેમને એ મઅલુમ પડે કે મુગલ કાળની સલ્તનત કેવી કદર કરવા યોગ્ય હિન્દી સલ્તનત હતી. હિન્દને લાભ પહોંચાડવો એ

તેનો હેતુ હતો, અને તેનાથી ખરેજ હિન્દને લાભ થયો. જો અવરંગઝેબે યુરોપીઅન વેપારીઓ સાથે હમેશા ચલાવેલા શરીફ વર્તનનું વર્ણન,–જેના લેખિત પુરાવાઓના હવાલા આઠમા પ્રકરણમાં આપવામાં આવ્યા છે. તે કરવાને બદલે એમ કહેવાય કે અવરંગઝેબે બીજા દેશોના સવદાગરોને વેપાર કરવું ભારે પાડી દીધું હતું, જેમ "ઝમાના" માસિકના એક લેખકે લખ્યું છે અને જેનો હવાલો પહેલા પ્રકરણમાં આપવામાં આવ્યો છે, પણ યુરોપીઅન વેપારીઓની સાથે અવરંગઝેબનું વર્તન દેખાડવામાં ખુદ તે વેપારીઓની અપ્રમાણિક વલણ અને ચાલબાઝીઓ ઉપર પરદો નાંખવામાં આવે, જેમણે હિન્દના બાદશાહને હિન્દમાં રાજ્ય કરવું બિકટ કરી દીધું હતું, જેનું વિગત પૂર્ણ બયાન નવમા પ્રકરણમાં આપ્યું છે, તો એ ઇન્સાફનું કેવું ખુન થયું કહેવાશે? જે ઇતિહાસો બાળકોને શીખવવામાં આવે છે તેમાં અવરંગઝેબ, શાહજહાન અને દારાશિકોહના પરસ્પર દાવપેચના લાંબા લાંબા વર્ણનો કરવામાં આવે છે, અહિં સુધી કે મેહલોની અંદરનું ખાનગી જીવન પણ બતાવવાના પ્રયત્નો થાય છે, પરંતુ તેની તે સાદાઈ, ફકીરી–જીવન અને ખુદા પરસ્તીનું વર્ણન ઝરાએ (અથવા એટલું ઓછું કરવામાં આવે છે કે કર્યાં ન કર્યાં સરખુંજ છે) કરવામાં નથી આવતું, જેણે મુગલ બાદશાહોના દર્શનનો રિવાજ બંધ કરાવ્યો દરબારમાં નાચરંગ અને ગાનતાન બંધ કરાવ્યાં, નાકાઓના વેરાઓ નક્કી કરાવી દીધા અને ખુદ પોતે પોતાના ખાસ ગજવા–ખર્ચ પણ ઓછો કરી દીધો. અવરંગઝેબ અને મરાઠાઓ વચ્ચે જે લડાઇઓ થઇ તેનું તો વિગતપૂર્ણ વર્ણન કરવામાં આવે છે. પરંતુ તેનું તો ભાગ્યેજ

બયાન કરવામાં આવે છે કે અવરંગઝેબે, પોતાની પ્રજાના સુખ-શાંતિ, આરામ-ચેન અને સુધારા-પ્રગતિ માટે કયા કયા કરો બંધ કર્યા હતા અને અધિકારીઓને અપાતી ભેટોના તથા માલ ઝપ્ત કરવાના કાયદાઓમાં શું સુધારા કર્યા હતા. "હગો" નું વર્ણન એવી રીતે કરવામાં આવે છે કે જાણે હિન્દ હમેશા તેમનું કેન્દ્ર કેમ ન હોય. પરંતુ તેનું વર્ણન નથી કરાતું કે "હગો" કયા રૂપમાં અને કઇ રીતે હિન્દમાં દાખિલ થયા. અને તેની મૂળ જવાબદારી કોને શિર છે! અને શું ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના સમય પહેલાં પણ આ હગોનું અસ્તિત્વ હતું કે? દરેક રાજ્યમાં ખુબીઓ અને ખામીઓ બંને જેવી અને જે કંઇ હોય તેમજ જો કોઇ ઇતિહાસકાર લખી દે તો ફર્યાદ નથી. પરંતુ જો કોઇ ઇતિહાસકાર કોઇ રાજ્યના ગયરલાભો તો બહુ જોરદાર અને અસરકારક શબ્દોમાં વર્ણવે અને લાભોનું વર્ણન હળવેથી અને ધીમા શબ્દોમાં આપે અથવા તેને સમુળગા છોડી દઇ આગળ ચાલ્યો જાય તો રાજ્યના નુકસાનો ઝાહિર થશે અને લાભો, જેમ ઇતિહાસમાં હોવું જોઇએ તેમ ઝાહિર થશે નહિ, પરિણામ ઉલટું આવશે. અમારા અભિપ્રાય પ્રમાણે જે ઇતિહાસો શાળાઓના અભ્યાસક્રમમાં દાખિલ કરવામાં આવે છે તેનાથી બહુએ ગયરલાભ થઇ ચુકયો છે અને ભવિષ્યમાં થવા સંભવ છે. એ અમારો ઝાતિ અનુભવ છે. દરેક માણસ તેને ઝરા દીર્ઘ દૃષ્ટિથી કળી સકે છે. અમે એમ નથી કહેતા કે આ ઇતિહાસોમાં બધા બનાવો અસત્ય લખ્યા છે, પરંતુ એ ઝરૂર કહીએ છીએ કે બનાવો પુરેપુરા નથી લખાતા અને ખરી પદ્ધતિયે પણ નથી લખાતા.

જેમ મુગલ કાળનો ખરો ઇતિહાસ હિન્દુ બાળકોને શીખવવાની આવશ્યકતા છે, તેમ મુસલમાન બાળકોને પણ હિન્દુ કાળના ખરા ઇતિહાસથી માહિતગાર બનાવવાની આપણી ફર્જ છે. જો કે, તે કાળના ઇતિહાસનો પુરો સંગ્રહ આપણી પાસે નથી, પરંતુ જેટલો છે તે એવો છે કે દરેક મુસલમાન એક હિન્દી તરીકે તેની ઉપર અભિમાન લઇ સકે છે. હિન્દુ કાળની દવલત, તવંગરી, સંસ્કૃત, વિજ્ઞાન, કેલવણી વગયરહ વિષે સત્ય ઐતિહાસિક ઘટનાઓ એવી રીતે લખાઇ સકે છે કે તેની અસર મુસલમાન બાળકોના મનપર ખાસ રીતે થાય, મહાભારત, રામાયણ, બુધ્ધ અને અશોકના સમયના બનાવો એવા નથી કે હિન્દી ઇતિહાસના પાંચ દશ પાનામા લખાને સમાપ્ત કરી દેવામા આવે આપણા બાળકોના ચરિત્રો પણ આવા નામાકિત આત્માઓના વૃત્તાંતોથી ઘણે અંશે સુધરી સકે છે. અમે જે કંઇ હિન્દુ મુસલમાનોના દ્રષ્ટિ બિંદુ વિષે અગીઆરમા અને બારમા પ્રકરણમા લખ્યું છે તે જો સાચ છે તો પછી જે ઇતિહાસો અમારા બાળકોના અભ્યાસક્રમમા દાખિલ કરવામા આવે તો તે, તેજ દ્રષ્ટિ બિંદુથી લખાયલો હોના જોઇએ. મ્હોટા મ્હોટા સટિક ઇતિહાસો મ્હોટી વયના અને અનુભવી અભ્યાસીઓ અને મહેનતુ વિદ્યાર્થીઓ માટે ભને કોઇ ઇતિહાસકાર ગમે તેમ લખે, ખરૂં અને ખોટું, શકય અને અશકયની તુલના કરવામા નડશે નહિ. પરંતુ બાળકોમા આટલી લિયાકત કયાં ? એટલા માટે અમે ઇચ્છીએ છીએ કે અમારા હિન્દુ મુસલમાન બાળકો મુહબ્બતના એકજ પારણામાં સાથે ઉછરે. અને આ તેજ વખતે શકય થશે જયારે આ દેશનો ખરો ઇતિહાસ બાળકોને શીખવવામા આવશે.

હવે કેળવણી ખાતાંઓ હિન્દીઓને સોંપાઇ ચુક્યાં છે, તો પછી દરેક હિન્દી પ્રધાન અથવા વઝીરની ફર્જ છે કે જે ઇતિહાસ બાળકોના અભ્યાસક્રમમાં દાખિલ છે, તેનું પોતે નિરિક્ષણ કરે અને જાણકાર ગૃહસ્થો તથા દિર્ઘદ્રષ્ટિવાળા ઇતિહાસ-વિષારદો પાસે, તેનું અવલોકન કરાવે અને જો તેમાં ઝરાએ ધર્માંધતાની ગંધ હોય તો તેને નામન્જુર કરી દે એટલુંજ નહિ પણ દરેક પ્રાંતમાં દશ હઝાર રૂપીઆનું એક ઈનામ નક્કી કરવામાં આવે છે કે જે, ગૃહસ્થ, કેળવણી ખાતાંઓ સાથ સંબંધ ધરાવનાર કે નહિં ધરાવનાર કોઇપણ હિન્દી બાળકોને શીખવવા માટે સર્વથી ઉત્તમ ઇતિહાસ, તે દ્રષ્ટિબિંદુથી લખશે, જેને અમે અમારા દેશની પ્રગતિને માટે અને બાકિ પ્રજાઓ માટે લાભદાયી જોઇશું, તે આ ઇનામનો હકદાર બનશે. અને પછી કેટલાક વર્ષો સુધી તેજ ઇતિહાસ અમારા બાળકોને નિશાળોમાં શીખવવામાં આવે પરન્તુ: અમારા ધ્યાનમા એક સંપી કાઇમ કરવા માટે એજ મ્હોટી તદબીર છે કે અમારા હિન્દુ મુસલમાન બાળકો માટે હિન્દનો ખરો ઇતિહાસ અભ્યાસક્રમમાં દાખિલ થાય.

## એકતાના બીજા ઈલાજો.

હિન્દુ મુસલમાનોમાં દ્રઢ એકતા સ્થાપિત રાખવાની મૂળ તદબીર તો અમે દેખાડી ચુકયા. પરંતુ બીજી ઘણી ન્હાની ન્હાની પેટા તદબીરો પણ છે જેમને વ્યવહારમાં આણવાથી વસ્તુસ્થિતિ સુધારવામાં ઘણી મદદ મળી સકે છે.

### ૧- ઝિલ્લા સમિતિયો માટે એક નવી સેવા.

અમારા મત મુજબ એકતા કાઇમ રાખવાની યોજનાઓનું કાર્ય હિંદુસ્તાનના એકેએક પ્રગણાની મહાસભા ઝિલ્લા સમિતિને

સોંપવામાં આવે અને તેને સત્તા અને ઇખતિયાર આપવામાં આવે કે એકતાના હેતુઓ સાધવા અર્થે તે જરૂરતો અનુસાર, સ્થાનિક અને ગયર સ્થાનિક ગૃહસ્થોને પોતાની કમીટીના સભ્યો બનાવે. એકતાના વ્યવહાર પ્રયાસો આદરવાની અને તે માટેના પ્રચાર કાર્યો કરવાની પણ મહામભાની, બીજી અગત્યની રાજકીય સેવાઓ જેટલીજ ફર્ઝ છે. એકતા વિના સ્વરાજ્ય પ્રાપ્તિ અસંભવિત છે અને તે મળ્યું તોય નકામું છે. કોંગ્રેસની પ્રત્યેક પ્રાંતિક સમિતિયે પોતાના પ્રાંતની જરૂરતો અનુસાર એકતા વધારવાના પ્રયાસો કરવા જોઇશે. બલ્કે બની સકે ત્યાં સુધી સ્થાનિક ફિતના ફસાદો રોકવામાં તે સહાયતા પણ આપશે.

૨– એકતા સાહિત્યના નિરંકુશ ફેલાવાથી દષ્ટિ-બિંદુઓ બદલવાં.

અફસોસ છે કે નેશનલ કાંગ્રેસે હજી લગી પોતાનું એક ખાસ વાજિંત્ર પ્રસિદ્ધ કરવું શરૂ કર્યું નથી, નિકર તેની એક કાયમ આ કામ માટે ખાસ નોખી કાઢી સકાતે. છતાં, દેશમાં બીજા ઘણા ઉર્દૂ અંગ્રેઝી બીજા અખબારો છે. આવા અખબારો કે માસિકોના તંત્રી સાહબો, હિન્દુ મુસલમાનોના દૃષ્ટિબિંદુઓ વિષે આ પુસ્તકમાં દર્શાવેલ અમારા અભિપ્રાયો સાથે જો સંમત થતા હોય તો અમારી તેમને એજ પ્રાર્થના છે કે તેઓ આ વિષય ઉપર મંડયા રહીને ત્યાં લગી નિરંતર લેખો લખતા અને પ્રસિદ્ધ કરતા રહે જ્યાં લગી લોક દૃષ્ટિબિંદુ બદલાઇ જાય નહિ "એકતા!" "એકતાની!" રાડો માત્ર મારવાથી આપણું કશું વળવાનું નથી, આ હેતુ તો ત્યારેજ ફળવાનો, જ્યારે દેશના વર્તમાન

પ્રેમમાં આવા વિષયોના નિયમિત રાસ્તા કાઢશે.

### ૩–દિલ્હીની એકતા પરિષદના ઠરાવો ઉપર અમલ.

૧૯૨૪ માં દિલ્હી ખાતે મળેલી એકતા પરિષદે ઘણું ઉપયોગી કામ કર્યું છે અને સામાન્ય સિધ્ધાંતો તેણે સ્થાપ્યાં છે તેનાથી અમે સંપૂર્ણ રીતે સંમત છીએ કોઇની ધાર્મિક સ્વાધીનતા ઉપર કુદ્દસ અંકુશ ન હોવો જોઇએ. દરેક મનુષ્યને પોતાની પ્રાર્થના લાગણીઓ પોતાની માન્યતા અને મરજી અનુસારની શારીરિક ચળવળો દ્વારા પ્રત્યક્ષ કરવાની છુટ હોવી જોઇએ. અલ્લાહ આ પરિષદના પ્રયાસો ને સફળતા બક્ષો. પરંતુ એમ ન થાય કે ઉદ્દતાઇની ઊંઘમાં આપણે પાછા લીન થઇ જઇએ. વ્યવહાર કામ બરાબર જારી રહેવું જોઇએ.

### ૪–મહાસભાના સભાસદ બનવાની શરત.

મહાત્મા ગાંધીએ કોંગ્રેસના સભાસદ બનવા ઇચ્છનાર માટે એક એ પણ શર્ત મુકર્ર કરી હતી તે દરરોજ રેંટીઓ ચલાવી થોડો સુતર કાંતે. મહાત્માજી ઘણું કરીને આ દેશની રાજકીય હવામાં આત્મિક બળના અંશનો ઉમેરો કરવા માગે છે. અને તેના વતનીઓને ભોગના પાઠ શીખવી શરીર ઢાંકવાના સવાલમાં બીજા દેશોની ગુલામીની ઝુસરીમાંથી આઝાદ બનાવવા ઇચ્છે છે. તેમજ આમાં એક મ્હોટો લાભ એ પણ છે કે હિંદુસ્તાન પોતે પોતાના બળ અને પ્રયાસ વડે, પોતાની જરૂરતો પુરી પાડતાં ટેવાઇ અને કેળવઇ રહે, અને વિરાગી જીવનને બદલે શ્રમી જીવન જીવતાં શીખી જાય. પરંતુ જો દેશમાં એકતા કાઇમ કરવાની અગત્યતા, આ કાંતવાના કાર્યથી ઓછી નહિ લેખીએ તો

એટલી હદ લગી જવા તઇયાર છીએ કે કોંગ્રેસના સભાસદ બનવાની એક શર્ત એ પણ હોવી જોઇએ કે પ્રત્યેક સભાસદે એકતા ઉપર એક લેખ લખી કાંતો કોઇ અખબારમાં પ્રસિદ્ધ કરવો કાંતો કોંગ્રેસ સમિતિમાં રજુ કરવો. બનવા જોગ છે કે કેટલાક વાંચકો આ સૂચનાને હસી કાઢે. અને બનવા જોગ છે કે વિરૂદ્ધ પક્ષના બુઝુર્ગો ને વિખવાદના અસ્તિત્વ ઉપર વાદવિવાદ કરવા અર્થે, તે એક રમકડું થઇ પડે, પરંતુ વિષયની અગત્યતા તો એજ માગી રહી છે કે એક એવી સંસ્થામાં શામિલ થતાં અગાઉ, જે પોતાને "ઇન્ડિયન" પણ કહેવડાવે છે અને "નેશનલ" પણ દરેક સંબંધે એકતા અને સંપના સવાલો ઉપર પૂરેપૂરો વિચાર કરી લઇ પોતાની જવાબદારીઓને બરાબર સમજી લેવી જોઇએ અને કંઇ નહિ તો ઓછામાં ઓછું એટલું તો થવુંજ જોઇએ કે સભાસદ બનાવવાની પત્રિકા ઉપર, એકતા સાધવાના પ્રયાસો કરવાની કબુલાતજ દરેક સભાસદ પાસેથી લેવામાં આવે.

### ૫-સામાન્ય શિક્ષણ શાળાઓ.

અમે હિન્દુ મુસલમાનો માટે જુદી જુદી શાળાઓના સિદ્ધાંતને પણ ના પસંદ કરીએ છીએ જૂના કાળમાં મિત્રાચારી અને મુહબ્બતની ગાંઠો શાળાઓમાંજ બંધાતી હતી. અમોને અમારું પોતાનું બાળપણ યાદ આવી જાય છે જ્યારે અમે અમારી શાળાના હિન્દુ બાળકો જોડે લડી વઢી તરતજ પાછા કેવી રીતે મળી જતા હતા, અમો ઇચ્છીએ છીએ કે આબાદ તેરીજ રીતે અમારા આ બાળકો પાછા સાથે સાથેજ કેળવતા થઇ જાય કેમકે જે સ્નેહ ગાંઠો અને પ્રેમ સંબંધો આ વયમાં બંધાઇ અને સંધાઇ જાય છે તેમનું

તોડવુ પાછળથી મુશ્કેલ થઇ પડે છે. આપણે ધાર્મિક સંપ્રદાયો દેખાડતી જુદી જુદી યુનિવર્સિટીઓ સ્થાપન કરી ચુકયા છીએ એતો એક લાચારી હતી. એવા મ્હોટા મ્હોટા વિદ્યાલયો માટે આપણને ધર્મને નામે નાણા એકઠા કરવા હતા. પરંતુ બની શકે ત્યા લગી આપણી નજર એજ રહેવી જોઇએ કે આપણા હિન્દુ મુસલમાન બાળકો ભેગા ભેગાજ કેળવણી લે નતો અમદાવાદ કાયસ્થ પાઠશાળાના દ્વાર મુસલમાનો માટે બંધ હોય કે નતો લખનવની મુસ્લિમ હાઇસ્કૂલમા હિન્દુઓને દાખિલ કરવા સામે કોઇ પ્રતિબંધ ન હોય, અમે એમ નથીજ કહેવા માગતા કે હાલમા એવો કોઇ ભેદ ભાવ રાખવામાં આવે છે

અમે માત્ર એટલુંજ દેખાડવા માગીએ છીએ કે આ સામાન્ય સિદ્ધાંત, અમારા અંતર પટો ઉપર કોતરાઇ રહેવો જોઇએ.

## ૬–સામાજિક જીવન અને જીવન ધોરણમાં ફેરફાર થવો જોઇએ.

આપણા પુરાતન સરકારોમા પરસ્પર મેળાપના જે પ્રસંગે હતા તે હવે ઓછા થતા જાય છે. ગેરી શેરીએ રહાજને સમયે છોકરાઓના ટોળે ટોળા અખાડાઓ તરફ જતા હવે દેખાતા નથી. અમારી તે "સરતામા સિદ્ધપુરની જાત્રા" અમા સોઘી સોઘી રમતો અને કસરતો હવે કયાય નથી દેખાતી પ્રગતિ ને માટે પરિવર્તન એક અનિવાર્ય શર્ત છે છતા, હવે આપણે આપણા કલચર–જીવનમા એક નવો આત્મા રેડવાની કોશિશ કરવી ઘટે છે, અને હિન્દુ મુસલમાનોના મેળાપના પ્રસંગોને બની શકે તેટલે

વિશાળતા આપવી જોઇએ છે. વિખુટા પણાથી ભેદભાવમાં ઉમેરો થાય છે તેથી તેને, રાત દિવસ મેળવવા અને ધાડો પરિચય કરાવી હેતભાવમાં વધારો પયદા કરવાના હેતુથી, દૂર કરવો જોઇએ અને એક મેક સાથે ખાવાપીવામાં પણ શામિલ થઇ જવાય તો તો પૂછવુંજ શું હતું ! ખયર, તે સમય પણ નઝદીક આવી રહયો છે.

## ૯–કવમવાર ચુંટણી.

એકતા કાયમ રાખવા માટે મુસલમાનોના "જુદી ચુંટણી" ના હકમાં માથું મારવું જોઇએ નહિ. ૧૯૧૬ ની લખનૌ કોંગ્રેસમાં, હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે જે સમજુતી થઇ હતી તેનાથી વધારે સારી સમજુતી હજી લગી અમને કોઇ દેખાઇ નથી. તેને પાર ઉતારવા માટે તે વેળાએ જે જે મુશ્કિલીઓ ઉભી થઇ હતી તે હજુએ અમારા મનમાં તેવીને તેવી તાઝી છે. અમને તે વેળાની સતકાર કમીટીના એક મંત્રી હોવાનું માન પ્રાપ્ત થયું હતું, અને તેથી અંદરના કામકાજથી પણ એક હદ લગી અમે વાકિફ છીએ., અમે પંજાબ અને બંગાલના તે મુસલમાન ભાઇઓને એ વાત કહેવા માગીએ છીએ જેમણે આ સમજુતી વિરૂધ્ધ અહિં તહિં વિરૂધ્ધતા કરવા માંડી છે કે જે સિધ્ધાંતો તે વેળાએ નિર્મિત થયા હતા તે સમસ્ત હિન્દની ભેગી સ્થિતિને લઇને કરવામા આવ્યા હતા, કોઇ અમુક પ્રાંતને દૃષ્ટિ સમક્ષ રાખવામાં આવ્યો હતો નહિ. આ નિર્ણયની વય હમણા આઠ વર્ષની થઇ ચુકી છે અને વખતનું વ્હેણ તે વધુ વધુ દૃઢ કરેતું જશે જો તેઓ કોઇ નિર્ણયને છેરદનો લેખતા નથી અને તેમની નઝરમાં પુરા-

લો અને પછી, "બ્રિટિશ પાર્લામેંટ" ની ઝંખ્પન જ અલોપ થઇ જશે, અને જે સફળતા આજે આ અંગ્રેઝ હુકૂમત ભોગવી રહી છે તે કદી બાકી રહી સકશે નહિ. હવે, ઇંગ્લેંડને છોડી હિંદનો વિચાર કરીએ. અહિં પણ ઉલટસુલટ તાકતો અને ચળવળો હસ્તી ધરાવે છે. હા, એ માનવું પડશે કે તેમની કાંઇ બદલેલી છે. અમે માનીએ છીએ કે જ્યારે આ શકિતયોનો સ્વિકાર કરીને પોતાની પાર્લામેંટ બનાવશે ત્યારે હિંદુસ્તાનની સલતનત સફળ થશે. જો આ દેશ પોતાની Assembly કિંવા પાર્લામેંટનું બંધારણ એવી રીતે ગોઠવ્યું કે મુસલમાનોની ચારિત્રિક ભાવનાઓ તેને માઘમિક પીરણ ઉપર રાખવામાં સહાયભૂત થઇ સકે નહિ તો એવી સલતનત અમારી માન્યતા મુજબ "પાણી ઉપરના ચિત્ર"ના જેટલીજ ટકાઉ રહેશે. આ વિરોધ કાંઇ એવો નથી કે જે એકંદર રીતે દેશને હાનીકારક નીવડે. અમારા હિન્દુભાઇઓ આ વિચાર સ્વપ્ને પણ ન પોષે કે હિન્દી મુસલમાનો આ દેશના લાભોને કોઇ બીજા ઇસ્લામી દેશના લાભો ઉપર કુરબાન કરી દેશે એમ કદી થયું નથી અને એમ બનવું માત્ર અસંભવિત છે. આ દેશના મુસલમાનો પોતાના ખરા લાભોને સમજતા થયા છે. આ સવાલ ઉપર અમે અમારા વિચારો એક આગલા પ્રકરણમાં વિસ્તારીને જણાવી ચુકયા છીએ. ખરેખર, એકજ દેશમાં રહીને હિન્દી મુસલમાનો પોતાની તરક્કીની યોજનાઓ યોજવા માગે છે અને હરીફાઇની દોડમાં તેઓ પાછળ પડવા માગતા નથી. તેમની પ્રગતિ દેશની પ્રગતી છે; તેમની પડતી દેશની પડતી છે. હું તો હિન્દુ હોત તો પણ મુસલમાનોની જુદી ચુંટણી માટે એમજ કહેત કે આ સનતોલ કરનારી

શાંતિને કાયમ રાખો, આપણી સલ્તનતમાં આ અંશ વિસરાઈ જવા યોગ્ય નથી. એકતા સ્થાપવા માટેની બીજી પણ કેટલીક તદબીરો છે જે હમણા મ્હારી સમજમાં આવી રહી છે.

## હિન્દુ મુસલમાનોમાં રાજકીય એકતા થશેજ.

અમને લાગે છે કે મુખ્ય મુખ્ય રાજકીય સવાલોમાં હિન્દુ અને મુસલમાન એકજ સામાન્ય બિંદુ તરફ જઇ રહયા છે. છેલ્લા ત્રીસ વર્ષના અંગત અનુભવ ઉપર આ અભિપ્રાય રચાયો છે ૧૮૯૮ ના સાલનો એક બનાવ અમે કદી ભૂલીશું નહિ. તે વર્ષે કોંગ્રેસની બેઠક લખનૌમાં હતી, અમે સત્કાર કમીટીના એક સભ્ય હતા. લખનૌ જેવા નગરમાં, અમારા કોંગ્રેસ સાથેના સહકારથી મુસલમાનોને આશ્ચર્ય લાગ્યો હતો. તે વેલાએ એક દિવસે જ્યારે અમે સ્ટેશનના "વેઇટિંગ રૂમ"માં દખિલ થયા તો કેટલાક માનનીય મુસલમાન મિત્રોએ 'અમારી આ શામિલગિરી ઉપર હાંસી કરતાં અને અમને મેણું મારતાં આ પ્રમાણે સંબોધ્યા હતા.

"પધારો, જનાબ નેશનલ કોંગ્રેસની સત્કાર કમીટીના 'સભાસદ સાહબ! હવે પંદર વર્ષ વીત્યા પછી અમે જોયું કે' આ શૂહરથો માનાજ એક હજરતની ગેણુત્રી, કોંગ્રેસના મહાન હિમાયતીઓ અને નેતાઓમાં થવા લાગી હતી અને હમણા તેઓ તેની એક મોટી પદ્ધિને શોભાવી રહયા છે. એક જમાનો સર સૈયિદ અહમદખાન સાહેબનો પણ હતો જ્યારે માત્ર કોંગ્રેસજ નહિ-બલ્કે કોઇ પણ રાજકીય સંસ્થામાં એક મુસલમાન ગટિ શામિલ થવું કુફ્ર કરવા સમાન લેખાતું હતું. ત્યાર કેડે જનાબ મુશતાક હુસયન સ

બહાદુર-વિકારૂલ મુલ્ક-ની કોશિશથી "મુસ્લિમલીગ" સ્થાપન થઈ, જેને વિષે પણ આરંભમાં લોકોને એવો ભ્રમ હતો કે તે કોંગ્રેસની વિરૂધ્ધતા કરશે. પરંતુ તે રહી રહીને કોંગ્રેસના તે ઠરાવોનાજ પડધા પડવાનું કામ કરવા લાગી, જે તેના તખતા ઉપરથી પસાર કરવામાં આવતા હતા. આજે તે સમય આવી લાગ્યો છે કે મુસલમાનો કોંગ્રેસમાં ભળી રહયા છે. એનું કારણ શું છે? અમારા મતમાં એનું કારણ એ છે કે હાલની અંગ્રેજ સરકારના મુકાબલામા હિન્દુઓ અને મુસલમાનો ઉભયના હેતુઓ સામાન્ય છે, હિન્દને જે જે હકો પ્રાપ્ત થશે તેમનાથી છેવટે સઘળા હિન્દુસ્તાનીઓનેજ લાભ થશે, વળી સત્યનો છેવટનો વિજય તો એક કુદરતી નિયમ પેઠે સ્વિકારાયલો સિધ્ધાંત છે. જો એ વાત સાચી છે કે હિન્દીઓને રાજકીય એકતા વિના સ્વરાજ મળી શકશે નહિ અને સ્વરાજ કિંવા હિન્દી સલતનત વિના આ દેશની સંસ્કૃતિમાં ખરી પ્રગતિ નહિ થાય તેમજ કોઇ હિન્દી હિન્દી હોવાને કારણે હિન્દ બાહિર-જેમ આગળ દેખાડી જવાયું છે તેમ-પોતાની ટેક અને પોતાનું સ્વમાન જાળવી નહિ સકે તો આ સાચી વાત ખચિત એકને એક દિવસે ગળે ઉતરશેજ. માણસ જ્યારે ખરી વાત પોતાની મેળેજ નથી પામી જતો ત્યારે દુન્યાનાં સંકટો તેને તે વાત શીખવી દે છે, સંસારનાં કડવાં અનુભવો સત્યનાં પાઠો આપે છે. ક્રમેક્રમે કરી એકને એક દિન સત્ય ઝુરર સર્વોપરી થાય છે આ એક કુદરતી નિયમ છે અને હિન્દુ મુસલમાનોમા એક દિવસ એકતા સ્થાપન થઇનેજ રહેશે એવી અમારી દૃઢ આસ્થા એજ કુદરતી નિયમ ઉપર રચાઇ છે. કોંગ્રેસ પણ રહેશે, મુસ્લિમ

લીગ પણ રહેશે, પરંતુ આ બંને સંસ્થાઓનો રાજદ્વારી ધ્યેય એક થઈ જશે. ભેદ કંઈ રહેશે તો માત્ર આંતરિક સવાલો અને સંબંધો વિષેજ રહેશે.

## હિન્દી ઇતિહાસમાં હવે ઈંગ્લેંડનું સ્થાન શું છે?

પાછલા પાનાઓમાં અમે એ વાત ઉપર ઘણો ભાર મેલ્યો છે કે દૃઢ એકતા કાયમ કરવા માટે શાળાઓના આપ્રમિક ધોરણોમાં હિન્દુ અને મુગલ સમયોનો હિન્દી દૃષ્ટિબિંદુથી લખાય તો ખરો ઇતિહાસ છોકરાંઓને શીખવવો જોઇએ. પરંતુ હિન્દનો કોઇ પણ ઇતિહાસ ત્યાં લગી ભાગ્યેજ સંપૂર્ણ કહી શકાય, જ્યાં લગી તેમાં છેલ્લા બે સૈકાનો ઇતિહાસ—અર્થાત, જયારથી મુગલ કાળ ખતમ થયો, અર્વાચીન નવા કાળનો પાયો રચાયો તે—પણ શામિલ કરવામાં નહિ આવે. અમે અમારાં પુરાતન સંસ્કારનાં ખૂન થતાં જોયાં છે, ઇસ્ટ ઇન્ડિયા કંપનીનાં કાવત્રાંને ખુબ જકડેલાં ચઢાવ્યાં છે અને તે શકિતઓ અને ચળવળો ઉપર ખુબ વિલાપ કર્યો છે જે, અમારાં હુન્નરકળા, વ્યાપાર, ધન, સુખચેન, સ્વતંત્રતા અને સ્વમાનને ઝડપ અને હોઇઆં કરી ગઇ. અને હિન્દુ મુસલમાન વચ્ચે એકતા પયદા કરવાના હેતૂથી એ પણ દેખાડયું છે કે હિન્દના મુગલ સમય વિષે હિન્દુ દૃષ્ટિબિંદુ શું હોવું જોઇએ અને મુસલમાનોએ હિન્દુઓને કેવી દૃષ્ટિથી દેખવા જોઇએ. પરંતુ પોતાની લેખિણી ઉગામવા આગમચ હિન્દના ઇતિહાસકારને એ વાતનો નિર્ણય પણ કરી લેવો પડશે કે તેણે હાલના રાજકર્તાઓને કયા દૃષ્ટિબિંદુએ જોવા. ખરા બનાવો માત્ર લખી કાઢવા એ એક વાત છે અને તે

બનાવોને વાચકો સન્મુખ રજુ કરવાની રીત એ બીજી વાત છે. કોઇ બનાવનું વર્ણન કરવાનો ઢંગજ એક ખાસ વસ્તુ છે જેમાં ઇતિહાસ લખનારની લાગણીઓ તેના વાંચકોના હૃદયો હચમચાવી મેલે છે. હાલના હાકિમોના કાળનો ઇતિહાસ લખતી વેળાએ એક વાતનો ભય ઝુરર છે કે આપણી સ્વતંત્રતા અને સ્વમાન ખુંચવાઇ જવાથી અને હુનર કળા નાશ પામવાથી જે તીવ્ર લાગણી અને દાઝ આપણા દિલોમાં ઉભરી ઉઠે તે, એ સત્યતાનું ગળું ગુંગળાવી દેતાં. યાદ રાખવું જોઇએ કે સત્ય, એ દરેક વસ્તુનો દ્રઢ પાયો છે. જે ઇમારત એ પાયા ઉપર ચણાશે તેને પડી ભાંગવાની ધાસ્તી કદી નથી, છો પછી સત્યના:પત્થર સાથે લાગણી અને જોશની લહેરો અથડાયા કરે,' આ પત્થર વજનમાં એટલો તો ભારે હોય છે કે તેને ભારેમા ભારે તુફાન પણ ચલાવી સકતો નથી તેથી એ એક મહાન નૈતિક પાપ લેખાશે જો આપણે તે હાનીઓની તો રાડો પાડતા રહીશું જે આપણને હાનની હુકૂમતથી પહોંચી છે પણ બીજા હાથ ઉપર તે લાભોનો સ્વિકાર નહિ કરીશું જેમનો આપણે લાભ લઇ રહયા છીએ. જો આપણે એમ કરીશું તો આપણે પણ તેજ પાપના કર્તા બનીશું જે આપણે, મુગલ સમયના ખરા બનાવો ઉપર પરદો નાંખનારા ઇતિહાસકારોને સિરે દાખીએ છીએ. આ એક સિદ્ધાંતની વાત છે જેને દૃષ્ટિ સમક્ષ રાખવો એ હિન્દુસ્તાનના ઇતિહાસકારની ફર્ઝ છે.

એમતો દરેક ઇતિહાસ લખનારના વિચારો જુદા જુદા હોઇ સકે, પરંતુ અમે હાલની અંગ્રેઝી હુકુમત સંબંધી અમારા વિચારો ઝાહિર કરીએ છીએ. આગળ એક પ્રસંગ ઉપર જસ્ટિસ રાનડેના

અભિપ્રાય સાથે મળતા થઇ અમે જે કહી ગયા છીએ તેના ટુંક પુનરાવર્તનની સુઆરી ચાહી ફરી વાર કહીશું કે હિન્દુસ્તાન એક નિર્મિત પડાવ તરફ આગળ ધપી રહયો છે જ્યાં પહોંચતાં અગાઉ તેને ઘણી મનઝિલો માર્ગમાં ખેડવી પડશે જેમ હિન્દુ સમય પછી મુગલ સમય, તેણે ખેડવાની એક અનિવાર્ય મનઝિલ હતી તેમ વર્તમાન અંગ્રેઝી સલ્તનતની મનઝિલ ખેડવાનું ભાગ્ય પણ પરમ શક્તિમાન માલિકે તેને માટે મુકરરી ઠેરવ્યું છે.

અમે વર્તમાન હુકુમતને મૂળ નાટકનો એક પ્રવેશ કિંવા દેખાવ લેખીએ છીએ. મુગલ કાળના બાદશાહોના જાત તથા ધર્મનું જે લોહચુંબકીય આકર્ષણ અમારા દિલોમાં હોય તેને પળવાર માટે કોરે મુકી અમે દુન્યાને દેખવા માગીએ છીએ. આદમ પુત્રોના પરસ્પરના સંબંધોમાં કેવા કેવા ફેરફારો અને પરિવર્તનો થઇ રહયાં છે? એકંદરે અને સામટે સરવાળે જોતાં તેમની ટેક કેટલી ઉંચે જઇ રહી છે! જે માણસ બીજાઓને અડી સુધ્ધાં ન હતો સકતો તે આજે બીજાઓને પોતાની સાથે ભોજન આહાર કરવાનાં આમંત્રણો આપી રહયો છે. પ્રત્યેક હુકૂમતમાં હમણાં જે વ્યવસ્થાકારક પેટા શાખાઓ પયદા થઇ ગઇ છે અને થઇ રહી છે તેના એક ખાતાની દેખરેખ પણ એક ભેજાંથી સંતોષકારક રીતે થઇ સકતી નથી તો પછી સઘળી હુકૂમતના કારભારની તો વાતજ કયાં રહી! વળી મુસાફરી અને આવક જાવકના સાધનોમાં જે પ્રગતિ દિનપ્રતિદિન થઇ રહી છે તેને અંગે દુન્યાની સઘળી સલ્તનતોમાં જે પરસ્પરનાં સંબંધો ગંઠાતા અને બંધાતા જાય

છે તે, એક અત્યંત બારીક જાળ જેવુંમ છે. એ જાળના એક એક તાર ઉપર ચાંપતી આંખ રાખવી, એ કંઇ એક માણસનું કામ નથી. આ વસ્તુ સ્થિતિનો જે અસર દરેક હુકૂમત ઉપર પડ્યો છે તે સ્પષ્ટ છે. યુરપના દરેક દેશની હુકુમતની શક્તિ પ્રજાજનોમા માંહોમાંહે એવી રીતે વહેંચાઇ ગઇ છે કે દુન્યામાં આગળ તેનો દાખલો મળવો મુશ્કિલ છે શું એશિયા આ પરિવર્તનથી કોરો રહી શકતો હતો? કદી નહી. ત્યારે શાને તેમા પણ પરિવર્તન ન થાય? એમ લાગે છે કે આવાં પરિવર્તનો પેદા કરવા માટે તેં મર્દ શક્તિઓને દેશ દેશ માટે જુદા જુદાં ધોરણો અખ્તિયાર કીધાં છે. સાગર અમેરિકા, ફ્રાંસ, રૂસ, જર્મની, યુનાન, ચીન, તુર્કી અને ઇરાનના છેલ્લા સૈકડો વર્ષના ઇતિહાસ ઉપર નજર નાખો. કોઇ ઠેકાણે ખુન કત્લની મદદ વડે, કોઇ ઠેકાણે નૈતિક શક્તિયોના બળ વડે, કોઇ ઠેકાણે રાજદ્વારી ચાલાકી વડે હુકૂમતોના ફેરફારનો એકજ દેખાવ આ દુન્યાના થિયેટરમા અમને દેખાડવામા આવી રહયો છે. હાલ અમે માત્ર એટલુંજ દેખાડવા માગીએ છીએ કે એક સત્યવાદી ઇતિહાસ વેત્તાએ હિન્દમાની અંગ્રેજ હુકૂમતને કયા દૃષ્ટિ બિંદુથી જોવી જોઇએ. અને એજ હેતુથી અમે આ બનાવો ટાંકી રહયા છીએ. ઇતિહાસકારની ફર્જ છે કે તે ભેદ લેશને કોરે મૂકી ઊંચે ઉડે અને પછી અલ્લાહની લીલાનાં દર્શન કરે કરાવે.

આ વિશ્વના બનાવો તે અલ્લાહની ઝબાનરૂપ છે અને આ બનાવોમાં કંઇક એવો સંબંધ છે કે પ્રત્યક પડાવે ઉપર પહોંચ્યા પછી જ્યારે આપણે પાછળ જોઇએ છીએ ત્યારે કુદરતની

એક નવીજ નીયા આપણી દ્રષ્ટિમર્યાદા સનમુખ તરી આવે છે સને ૧૮૦૦ સુધી જે બનાવો બન્યા તેમનાથી આપણે મુદ્દલ સમજી નહી સકતા કે આ ઝલિમ ઇસ્ટ ઇન્ડિયા કંપની હિન્દમા શાને આવી? પુરા એક સૈકા પછી સને ૧૯૦૦ મા કર્મલોકના ચિત્ર વિચિત્ર નાટકનો સંબંધ અને ચરતુ કંઇક સમજાવા લાગ્યો ચાલો, હવે છેલ્લા ચોવીસ વર્ષમા જોતજોતા જે ફેરફારો આપણી આગળ દુન્યામા થઇ ગયા, તેમની ઉપર વિચાર કરીએ રૂસના ઝારના વંશનો નામ નિશાન પણ ન રહ્યો જર્મનીના કયસર લાકડાના વેપારી બની બેઠા છે તુર્કના સુલતાન પોતાની આજીવિકા માટે બીજાઓના મુહતાજ છે. ઇરાનના શાહ તાજ રાજ ખોઇ પેરીસના એેન તમાશા અને મોજશોકમા લીન તલ્લીન છે અફગાનના રાજાને દેશપાર કરવામા આવ્યો છે ચીનનો શાહ શેતરંજના શાહ કરતા વધારે શક્તિ ધરાવતો નથી આ સઘળા તે ઘબરતપૂર બનાવો છે જે પચ્ચીસ વર્ષ પહેલા આપણા ભાન ભ્રમમા આવી સકતા ન હતા હવે આ પચ્ચીસ વર્ષના બનાવોને તેની અગાઉના દોઢસો વર્ષના બનાવો જોડે મેળવીને વિચાર કરો તેમા ખાસ કરીને અમેરિકા અને ફ્રાસમા બનેલ બનાવો. ઇતિહાસકારની એક ફર્ઝ એ પણ છે કે તે સિદ્ધ અને નિસંદેહ બનાવોમાંથી ભવિષ્ય માટે સાર કાઢે પ્રજાઓના જીવન મરણ સંબંધી ખરા તાત્પર્યો તેજ કહેનારો જે દુન્યાના તે બનાવો સાથે બંધ બેસતા આવે જે મૂળમા અલ્લાહની કુદરતથી બન્યા હોય અલ્લાહ પોતાની ઇચ્છા એેજ કારણો અને

બનાવે દ્વારા પ્રગટ કરે છે. જ્યારે આપણે સાર કાઢવા અને અભિપ્રાય બાંધવાનો આ માર્ગ ધારણ કરીએ છીએ ત્યારે આપણને માલુમ પડે છે કે માત્ર હિન્દુસ્તાનજ નહિ બલ્કે આખી દુન્યાના રાજતંત્રને બદલવાનો હેતુ તે મહાન શકિતમાન માલિકના કાર્યક્રમમાં નિર્મિત હતો ત્યારે 'હિન્દની મુગલ સલતનત કેવી રીતે તેમાંથી અપવાદ બની છટકી સકે વારૂ ? અમારૂ માનવું છે કે હિન્દમાં રાજતંત્ર બદલવા અર્થે પરમ શકિતમાન પરવરદિગારે ઈંગ્લેંડને અહિં સર્વોપરીપણું આપ્યું. અને ઘણું કરીને એજ કારણે સૌથી વધારે અગત્યનો પાઠ, જે હિન્દે આ હુકુમતના દફતરમાં શીખ્યો તે, રાજકારભારની શકિતને જુદી જુદી વ્યકિતઓના હાથમાં વહેચી નાંખી, રાજ્યને કેવી રીતે વધારે દૃઢ કરી શકાય છે તે વિષે છે વ્યકિતગત અને સમૂહગત કામ કરવાના સિધ્ધાંતો પણ આ હુકુમતે આપણને શીખવ્યાં છે. સંસારી કારભારને પરિપૂર્ણ તર બનાવવાના હેતુથી યુરપ અને અમેરિકાએ જેટલી સંસ્થાઓ અને મંડળીઓ સ્થાપી છે તેનો દાખલો દુન્યાના પુરાતન સંસ્કારમાં આપણને ક્યાયે જડતો નથી. આ પદ્ધતિ પણ આપણે ઈંગ્લેંડ મારફતે શીખી રહયા છીએ. એનાથી પણ અમારા તે અભિપ્રાયને અનુમોદન મળે છે કે ઇંગ્લેંડ મૂળમાં આજ હેતુને પાર પાડવાના હેતુથી આપણી ઉપર સત્તાવાન બનાવવામાં આવ્યુ છે. આરંભની વસ્તુસ્થિતિ ગમે તેવી હોય પરંતુ હવે એટલું તો નિસંદેહ છે કે આજે હિન્દુસ્તાનમાં ઇંગ્લેંડનું સ્થાન અને વાલી કિંવા શિક્ષક જયમ છે

## હિન્દમાં અંગ્રેજ કાર્કિર્દિની જમે ઉધાર:

અમે ઇચ્છીએ છીએ કે વાંચકો અમારા મૂળ મુદ્દા અને હેતુને નજર આગળથી જતો કરે નહિ અમે નવો મહાત્મા ગાંધીના અસહકાર કે નવો શ્રી નિવાસ શાસ્ત્રી સાહેબના સહકાર સંબંધી હાલ ચર્ચા ચલાવવા માગીએ છીએ. અમે આરંભથીજ અમારો એ અભિપ્રાય જાહિર કરી ચુકયા છીએ કે હિન્દુ મુસ્લિમ એકતા દૃઢ રીતે સાંધવા માટે એક અનિવાર્ય જરૂરત એવી છે કે હિન્દુકાળ અને મુગલકાળનો ખરો ઇતિહાસ—જેમાં કશું સતાડવામાં ન આવે તે–વિધાર્થિયોને શીખવવો જોઇએ અને એનું સવિસ્તર સૂચન પણ અમે કરી દીધું છે. આ વિષય ઉપર અમે આ સવાલ પણ ચર્ચી લેવા માગીએ છીએ કે, વર્તમાન દરની અર્થાત ઈંગ્લિસ્તાનની એતિહાસિક કાર્કિર્દિ પણ આપણા બાળકો આગળ કેવા રૂપમાં રજુ થવી જોઇએ. અહિં પણ અમે ઇતિહાસકારના લક્ષ્યબિંદુથી કુસંપી ભેદ ભાવને તિરસ્કારીએ છીએ. માત્ર સિદ્ધાંતની દ્રિષ્ટયેજ અમે કહીએ છીએ કે બાલકોના દિલોમાં પ્રથમથીજ ઝેર રેડવો અને તેનાથી તેમને પક્ષપાત શીખવવો મુનાસિબ નથી. ઇતિહાસકારની ફરજો ઘણીજ પવિત્ર છે. તેની જવાબદારીઓ ઘણીજ અગત્યની છે. તેણે માત્ર સચ્ચાઇનેજ પથે વિચરવું જોઇએ. આ માર્ગમાં અહિં તહિં વાટ કંટકો અવશ્ય આવશે. પણ તે અનિવાર્ય છે. ઉદાહરણ અર્થે એ ખરૂં છે કે ઇંગ્લેંડ આપણને એક નવું રાજ્તંત્ર શીખવી રહયું છે, હિન્દના લાવવાલઇ જવાના સાધનોમા અને વેપાર વણજમાં દિનપ્રતિદિન વૃધ્ધિ થઇ રહી છે, મ્હોટી મ્હોટી આગબોટો સરસામાનથી લદાયલી હિન્દી કિનારા ઉપર તૈયાર ઉભી છે,

રેલ ગાડીઓ અને મોટરકારો દોડી રહી છે, હવાઇ વિમાનો ઉડી રહયા છે, હિન્દુસ્તાન હજારો માઇલોના છેટાથી તારવાળા અને તાર વિનાના સંદેશા વાટે પોતાના વેપારી કામકાજ બીજા દેશો સાથે થોડીક મિનિટની વાતચીતમાં પાર પાડી રહ્યુ છે. પરંતુ સાથે સાથે એ પણ ખરૂં છે કે આ વર્તમાન દવર અગાઉ આપણે આપણા પગો ઉપર ઉભા હતા અને આપણાજ પગો વડે ચાલતા પણ હરતા ફરતા પણ હતા. હવે નવા સંસ્કાર અને નવા રાજતંત્ર શીખવવાની આડમાં અમને હજી લગી આગળી પકડાવીને ચલાવવામાં આવી રહયા છે. વહાણોમાં માલ તો પુષ્કળ છે પરંતુ માલના બંડલો અને પેટીઓ ખોલીને જોઇએ છીએ તો જણાય છે કે તેમાં આપણી દવલત, કળા અને હુનર જેવું કશુંજ નથી કિંવા ઘણુંજ થોડું છે બાબ કોઇ બીજાનો છે આગગાડીઓ અને મોટરો તો છે પણ અમે તેમના ઇજનેરો નથી, ડ્રાઇવરો અને શોફરો છીએ; અને હવાઇ વિમાનોના ઇજનેર હોવાનું તો કોરે રહયું, અમે તેમના શોફરો પણ નથી, માત્ર દૂરથી તમાશો દેખનારામાંના છીએ તારના અને તાર વિનાના સંદેશા વિષે અમે સાક્ષાત દિગ્મૂઢ ઊભા છીએ. તેમનું બનાવવું તો કોરે રહયું, તેમને સમજવાની લિયાકતથી પણ અમે હજી કોરા છીએ. આ ખરી વસ્તુ સ્થિતિને સંતાડવામાં પણ તેજ પ્રકારની અંધાધુંધી થવાની જે મુગ્ધ કાળના કેટલાક ઇતિહાસકારો તેની ખામીઓ દેખાડી તેની ખુબીઓ ઉપર પરદો નાંખવાની કોશિશ કરે છે. અમે એમાં જોવા ઇચ્છીએ છીએ કે અમારા ઇતિહાસકારો સત્યનો માધ્યમિક માર્ગ છોડે નહિ. અને વળી અમે હજી ઇંગ્લેંડથી નિરાશ

પણ થયા નથી. ખરી વાત એમ છે કે પશ્ચિમ હજુ લગી તો પૂર્વને પૂરેપૂરૂં સમજ્યો પણ નથી. ઘણીવાર જોવામાં આવ્યું છે કે જે કુદરતી ગુણો અમે અમારી ખુબીઓ લેખીએ છીએ તેમને પશ્ચિમ હસી કાઢે છે અને હાંસી કરે છે અને જે વાતોને અમે ખામીઓ લેખીએ છીએ તે પશ્ચિમ વાળાઓમાં ફેશન અને સંસ્કારના શુકનો લેખવામાં આવે છે. તે ઉપરાંત અમારા હાલના હાકિમોને હજી લગી એ કહેવત બરાબર લાગુ પડી રહી છે કે:—

"કય આમદી વ કય પીર શુદી!"

અર્થાત, કયારે આવ્યો અને કયારે ઘરડો પણ થઇ ગયો? પ્રજાઓના ઇતિહાસ અને જીવનમાં એકસો કે દોઢસો વર્ષનો હિસાબ એવોજ ગણાય છે જેવો વ્યકિતના જીવનમાં એક કે બે વર્ષનો. ઈંગ્લંડે હિન્દને ૧૮૫૭ ના સાલમાં બળવાને સમયે, એક મહારાણીની વતી અમુક વચન આપ્યાં હતાં, અને પછી ૧૯૧૭ ના સાલમાં મહાન યુરોપી યુદ્ધની આપત્તિ વેળાએ તે વચનોનું પુનરાવર્તન એક બીજા મહાન શહેનશાહની જીભે કરાવ્યું. વર્તમાનકાળના એ સાથી મ્હોટા સાહસો છે. હવે ઇંગ્લંડે જો એ વચન પાળ્યાં તો પછી એમાં તો શક જ નથી કે અમારાં બાળકો અને વંશજો ઉપકાર અને આભારના ભારથી કદી મોકળા થઇ સકવાના નથી; દુન્યાના ઇતિહાસમાં એવો બીજો પરિચય મેળવવો મુશકિલ થઇ પડશે. અમારી દવલત, કળા, સ્વતંત્રતા, ટેક, ચરિત્ર, વગયરહને પરતંત્રતાની સ્થિતિમાં જે આધાતો પહોંચ્યા છે તેના બંગ અને બદલા આ વચનો પળાવાથી સત્વર વળી અને મળી જશે. પરંતુ જો છેવટે

દુન્યાના અકસ્માતો અને બનાવોના બળવંત પ્રવાહે આ વચનો પૂરાં નહિ કરાવ્યાં તો એમાં પણ સંદેહ નથી કે ઇતિહાસનો છેવટનો નિર્ણય પણ એમજ આવશે કે ઇંગ્લેંડ સ્વાર્થ અને મોહની ત્રુટીઓને વશ થઇ જઇ પોતાને સોંપાયલી અનામતનો ભાર નહિ ઉપાડી સક્યું , અને એમ પણ દુન્યાની સ્વાભાવિક શકિતયો તો પોતાનું કાર્ય કર્યેજ જાય છે. હિન્દના બત્રીસ કરોડ માનવ પુત્રો એકને એક દિન ઠેકાણે તો લાગશેજ.

આપણા ઇતિહાસનો વર્તમાનકાળ એવી રીતે વીતી જશે જેવી રીતે કોઇ સ્વાદિષ્ટ પકવાન, તૈયાર કરતાં આંતરાનો ઉકાળ વીતી જાય છે પરંતુ એ યાદ રાખવું જોઇશે કે અમારા પડખે ઇંગ્લેંડની નિષ્ઠા અને લિયાકતનો છેવટનો નિર્ણય, ઇતિહાસ તો એજ આધારે આપશે કે તેણે પોતાના કામમાં, અમારૂં સ્થાન ઉંચું કર્યું કે નીચું. સત્ય અમારી સાથે છે અને અમને આશા છે કે ઇંગ્લેંડનું ચરિત્ર છેવટે સત્યનોજ સાથ આપશે. અમે કહી ચુકયા છીએ કે અમે અમારા વિદ્યાર્થિયો સમક્ષ ઈંગ્લેંડનું ખાતું બંદ કરી દેવા માગતા નથી. મુગલકાળનો હિસાબ તો બંદ થઇ ચુકયો છે પરંતુ અંગ્રેઝી લેવડ દેવડ હજુ ચાલુ અને જારી છે તેથી અમારા અભિપ્રાય અનુસાર હજી હિન્દનાં ઇતિહાસકાર માટે આ હુકૂમતના જમા ઉધારનો સરવૈયો કાઢવાનો સમય આવ્યો નથી. વર્તમાન કાળને અમે મધ્યરાત્રિ પણ નથી સમજતા અને મધ્યાન્હ પણ નહિ. અમારી આશાઓ હજુ ઇંગ્લેંડ ઉપર ઝુકી રહી છે. અમારા મતમાં, હિન્દના ઇતિહાસકાર માટે એજ સાચો અને સરળ માર્ગ છે.

# ઉપસંહાર.

બનવા જોગ છે કે આ પુસ્તકમાં કોઇ વાત કે વાક્ય એવા આવી ગયા હોય જે કોઇ વાંચકની પ્રકૃતિ વિરૂદ્ધ હોઇ તેને આઘાત પહોંચાડે. એમ થઇ ગયું હોય તો હું ક્ષમા માગું છું. આ પુસ્તક લખવાનો મ્હારો હેતૂ એકતા જમાવવાનો છે નહિ કે વિખવાદ જગાડવાનો.

જો કે હવે ૧૯૧૮ થી દક્ષિણના અઅલાહદ્દરત હુઝુર નિઝામ (અલ્લાહ તેમના દવર અને દેશને નિરંતરતા આપો!) ની પ્રજાની સેવામાં પરોવાઇ ગયો છું છતાં તે અગાઉ એ મુદ્દત લગી હિન્દી રાજ્યદ્વારી ક્ષેત્રમાં ભમી ભટકી ચુકયો છું.

હું સ્પષ્ટ રીતે જોઇ રહયો છું કે હિન્દુ મુસ્લિમ વિખવાદોનુ' પરિણામ આપણે માટે શું આવશે. મ્હારી એ ચિંતાએજ મને આ પુસ્તક લખવા પ્રેર્યો છે. આ હેતૂ સાધવામાં જો લેશ માત્ર પણ સફળતા પ્રાપ્ત થઇ તો હું સમજીશ કે મ્હારો સઘળો શ્રમ સફળ થઇ ગયો.

અલ્લાહપાકથી છેવટે અમારી એજ યાચના છે કે અમે મનુષ્યો ત્હારા નિર્બળ બન્દાઓ છીએ ત્હારી સહાય વિના કશુ થવું સંભવિત નથી. હે માલિક! સહાય કર. અને આ દેશના સઘળા વાસીઓમાં એકતા અને સંપ પયદા કર કે તેના બળ વડે ધારેલ પડાવ ઉપર પહોંચી સકીએ. એજ. વસ્સલામ.

સામમે